૪૦૬૧

# ગુર્જર અગ્રેસર મંડળની

# ચિત્રાવલી.

(આલ્બમ.)

એમાં ગુર્જરવર્ગમાં આગળ પડતા કેટલાએક ગૃહસ્થોની છબીઓ, તેમના સંક્ષિપ્ત વૃત્તાંત સાથે આપવામાં આવી છે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

કેશવલાલ હરિવિઠલદાસ

સત્યવક્તાના માલેક.

પ્રતિ ૨૫૨૫.

મુંબઈ;

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપી.

સંવત્ ૧૯૪૫. સને ૧૮૮૯.



મૂલ્ય રૂ. ૪



નામદાર ધ્રાંગધ્રાના મહારાજા.

સર માનસિંહજી, કે. સી. એસ. આઈ.

નામદાર સર માનસિંહજી. કે. સી. એસ. આઈ.

સંસ્થાન ધ્રાંગધ્રાના મહારાજા સાહેબ.

આપ નામદાર સાહેબને ઐતિહાસિક વિષયનો બહુ શોખ છે,
તથા કાઠિયાવાડ અને ગુજરાતનું શ્રેય થાય એમ આપની
લાગણી હમેશાં ખેંચાતી રેહેછે, તેથી ગુર્જર અગ્રેસર
મંડળના સંક્ષિપ્ત વૃત્તાન્ત સહિત ચિત્રાવલી
(આલ્બમ)નું આ પુસ્તક આપ નામદાર-
સાહેબને, પ્રથમથી આજ્ઞા લેઈ,
અર્પણ કરૂંછું, અને સાથે આપ
નામદારની મનહર છબી
સામેલ રાખુંછું.

સેવક

કેશવલાલ હરિવિઠ્ઠલદાસ.

સત્યવક્તાના માલેક.



કેશવલાલ હરિવિઠ્ઠલદાસ.

સત્યવક્તાના માલેક.

# પ્રસ્તાવના.

સત્યવક્તા પત્રનો જન્મ સને ૧૮૮૬ ના મેં મહિનાના પેહેલા શુક્રવારે થયો, ત્યારથી તેના ગ્રાહકોને દેશી નૃપતિઓ આદિની છબીઓ તેમના વૃત્તાંત સાથે પ્રસંગોપાત ભેટ આપવામાં આવી છે. તે શિવાય બની શકયા પ્રમાણે બીજી ભેટો પણ આપી છે. પેહેલા અંકની સાથે કચ્છાધીશ પ્રખ્યાત મહારાવ શ્રી ખેંગારજી સાહેબ સવાઈ બહાદુર. જી. સી. આઈ ઈ. ની છબી તેમના વૃત્તાંત સાથે આપ્યા પછી વડોદરા, રતલામ, મહીસુર, ભાવનગર, ઇડર, ધ્રાંગધ્રા, લીંબડી અને રાજકોટના મહારાજાઓની સવૃત્તાન્ત છબીઓ તથા નામદાર મહારાણી શ્રી વિકટોરિયા, તેમના સ્વર્ગવાસી પતિ તથા તેના કુમાર શ્રી નામદાર પ્રિન્સઆલ્બટ વિકટર વગેરેની છબીઓ વૃત્તાંતસહિત આજસુધીમાં આપવામાં આવી છે. અને હવે પછી પણ પ્રસંગવશાત્ આપવામાં આવશે. આવી રીતે ભેટો આપવાનો મુખ્ય હેતુ લોકોમાં વાંચવાનો શોખ વધારવાનો છે. અને એજ મુખ્ય હેતુથી સત્યવક્તાના તા. ૨૮ મી સપ્ટેમ્બર સને ૧૮૮૮ ના પત્રમાં તે વિષેની ખબર આપી ગુર્જર અગ્રેસર મંડળની ચિત્રાવલી (આલ્બમ) બહાર પાડવાની ઈચ્છા જણાવી હતી. તે વેળાએ માત્ર પચીસ છબીઓ અને ઘણોજ ટુંકો વૃત્તાંત આપવાનો વિચાર રાખ્યો હતો. પરંતુ વખત જવે અગત્ય લાગ્યાથી તથા કેટલાએક વિદ્વાન્ ગૃહસ્થોની ભલામણથી વધારો કરતાં ૬૪ ગૃહસ્થોની છબીઓ થઈ તે શિવાય સંસ્થાન ધ્રાંગધ્રાના નામદાર રાજાસાહેબ સર માનસિંહજી જેઓને આ પુસ્તક અર્પણ કરવામાં આવ્યું છે તે નામદારની અને મારી પોતાની મળીને કુલ ૬૬ છબીઓ થઈ છે. અને વૃત્તાંત પણ પ્રથમની ધારણા કરતાં લંબાણથી લખ્યાંછે. એ આદિ કારણથી ધારણા કરતાં ખર્ચ બહુ થઈ ગયો એટલુંજ નહિ પણ પુસ્તક તૈયાર થતાં ઘણો કાળ જતો રહ્યો છે. અમારા ગુણજ્ઞ ગ્રાહકોને તો સૂચવવાની અગત્ય નથી કે, અસલ કબુલાત કરતાં પુસ્તક બમણા કરતાં મોટું થઇ ગયાથી મોટી રકમનું ખર્ચ થઈ ગયા છતાં જે સરતે ભેટ આપવા સત્યવક્તામાં જણાવેલું છે, તે સરતે તેમને ભેટ મળશે.

એટલે કે, તા. ૨૫ મા અકટોમ્બર સને ૧૮૮૯ સુધીમાં જેમણે પોતા પાસેનું ઠરાવપ્રમાણે નીકળતું લ્હેણું અમને મોકલી દીધેલું છે, તેવાં ગ્રાહકોને ભેટ દાખલ મોકલવામાં આવશે.

છબીઓ અને વૃત્તાંત માત્ર છપાવતાંજ વાર થઈ છે, એવાં કાર્ય કરનારથી અજાણ્યું નથી કે, એટલા બધા ગૃહસ્થોનાં ચિત્ર તથા વૃતાન્તનો સંગ્રહ થતાં અણધાર્યો વિલંબ થાય એ સ્વાભાવિક છે. તેમાંથી એક બે ગૃહસ્થનાં વૃત્તાન્ત બાકી હોય ત્યાંસુધી પુસ્તક પ્રસિદ્ધ થઇ શકતું નથી. ધાર્યા કરતાં વિલંબ થયો છે. તેનું કારણ સમજવા આટલો ખુલાસો બસછે.

આ પુસ્તકમાંની છબીઓ જુનાનવા ફોટોગ્રાફ ઉપરથી તૈયાર કરાવી છે. જે જે ગૃહસ્થોની છબીઓ આપી છે તેથી પણ વધારે ગૃહસ્થોની છબીઓ આપવાનો વિચાર હતો પરંતુ વેલાસર સાહિત્ય ન આવી શકયાથી હાલ તેમ બની શકયું નથી. તેવા રહી ગયેલા ગૃહસ્થોની ક્ષમા માગું છું. અને આશા રાખુંછું કે, બીજી આવૃત્તિમાં અધિક સંખ્યા સાથે અધિક સારૂં કામ કરી શકાશે.

બહુ ખર્ચ અને મેહેનત કરીને તૈયાર કરાવેલું આ પુસ્તક અમુક શરતે તોપણ સત્યવક્તા જેવા થોડી કિમ્મતના પત્રના ગ્રાહકોને આપવાને અમે શક્તિમાન્ થયા છિયે તેનું માન મુખ્યત્વે કરીને અમારા ગ્રાહકો અને ગુર્જર વિદ્વાનોને છે.

**ધનતેરસ.**
**વિક્રમાર્ક ૧૯૪૫.**
**મુમ્બાપુરી.**

**કે. હ.**

# છબીઓ સાથે આપવામાં આવેલા વૃત્તાન્તનું સાંકળિયું.

નામદાર ધ્રાંગધ્રાના રાજાસાહેબ સર માનસિંહજી કે. સી. એસ. આઈ.
પુસ્તક પ્રસિદ્ધ કરનાર.
સર મંગળદાસ નથુભાઈ નાઈટ. સી. એસ. આઈ.
ઑનરેબલ જસ્ટીસ મિ. નાનાભાઈ હરિદાસ.
દિવાન બહાદુર મણિભાઈ જશભાઈ.
રા. રા. હરિદાસ વિહારીદાસ.
શેઠ વરજીવનદાસ માધવદાસ જે. પી.
ઑનરેબલ સરદાર રાવ બહાદુર બેચરદાસ વિહારીદાસ.
રાવ બહાદુર બેચરદાસ અંબાઇદાસ સી. એસ. આઇ.
રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ સી. એસ. આઇ.
રા. રા. મનઃસુખરામ સૂર્યરામ જે. પી.
રાવ બહાદુર મોતીલાલ લાલભાઇ.
રા. રા. વીઠ્ઠલદાસ સામળદાસ.
રા. રા. ઝવેરીલાલ ઉમિઆશંકર જે. પી.
રા. રા. હરિપ્રસાદ સંતોકરામ જે. પી.
રા. રા. વિજયશંકર ગવરીશંકર.
રા. રા. રણછોડભાઇ ઉદયરામ.
રા. રા. છોટાલાલ સેવકરામ.
રા. રા. અંબાલાલ સાકરલાલ.
રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા.
રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ.
શેઠ ઠાકરશી મુળજી મુલજી.
શેઠ દામોદર ઠાકરશી. જે. પી.
શેઠ ત્રીભોવનદાસ મંગળદાસ નથુભાઈ જે. પી.
શેઠ ચત્રભુજ મોરારજી જે. પી.
શેઠ હરકીસનદાસ નરોત્તમદાસ જે. પી.
શેઠ લક્ષ્મિદાસ ખીમજી જે. પી.
શેઠ ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાળ જે. પી.
શેઠ દામોદર તાપીદાસ જે. પી.
શેઠ ધરમશી મોરારજી ગોકળદાસ.
શેઠ મયાભાઈ પ્રેમાભાઈ હેમાભાઈ.
શેઠ સારાભાઈ મગનભાઇ કરમચંદ.

શેઠ મનસુખભાઈ ભગુભાઈ.
શેઠ પુરૂષોત્તમદાસ કેશવદાસ.
રા. રા. કલ્યાણરાય હકુમતરાય દેસાઇ.
રા. રા. શ્યામજી કૃષ્ણવર્મા.
રા. રા. ભાઇશંકર નાનાભાઇ જે. પી.
રા. રા. મનસુખલાલ મુગટલાલ જે. પી.
રા. રા. ગોકળદાસ કહાનદાસ જે. પી.
રા. રા. ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી.
કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ.
રાવ બહાદુર નંદશંકર તુળજાશંકર.
રાવ બહાદુર લાલશંકર ઉમિયાશંકર.
રાવ બહાદુર પોપટભાઇ વેલજી.
રા. રા. ચુનીલાલ સારાભાઇ.
રા. રા. રતિલાલ છોટાલાલ.
રા. રા. મોતીચંદ તુળસીદાસ.
રાવ સાહેબ હરિલાલ મનસુખરામ.
રાવ બહાદુર જગજીવનદાસ ખુશાલદાસ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ.
રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલ.
વૈદ્ય પ્રભુરામ જીવણરામ.
વૈદ્યરાજ વિજયશંકર ઉર્ફે બાવાભાઇ અચળજી.
વૈદ્યરાજ કુરૂણાશંકર ઉર્ફે ઝંડુભટ્ટ વિઠ્ઠલજી.
રા. રા. ત્રીભોવનદાસ મોતીચંદ.
રા. રા. મણિલાલ નભુભાઇ.
રાવ બહાદુર ગોપાલજી સુરભાઇ દેસાઇ.
રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ.
રાવસાહેબ મહિપતરામ રૂપરામ સી. આઈ. ઈ.
રા. રા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ.
રા. રા. હરિલાલ દામોદરદાસ.
રા. રા. હરિસિંહ જેસાભાઈ.
રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા.
શેઠ મોતીલાલ નાનાભાઈ.
રા. રા. પ્રભાશંકર વેણીશંકર.
રા. રા. મગનલાલ જયચંદ વકીલ.

---

THE

# GUJARAT PORTRAIT GALLERY

BEING

**A Collection of the Portraits and Biographical Sketches**

OF

## LEADING MEN IN GUJARÁT.

COMPILED

BY

KESHAVLÁL HARIVITHALDÁS

PROPRIETOR OF THE SATYA-VAKTÁ.



BOMBAY.

PRINTED AT THE "NIRNAYA-SAGARA PRESS."



1889.

*Price Rs. 4.*

TO

His Highness,

SIR MÁNSINGJI K. C. S. I.,

MAHÁRÁJA OF THE STATE OF DHRÁNGADHRÁ,

THIS WORK IS

BY KIND PERMISSION, DEDICATED

**AS A HUMBLE TOKEN**

OF ESTEEM AND REGARD FOR THE GREAT AND KINDLY
INTEREST WHICH HIS HIGHNESS IS KNOWN
TO TAKE IN THE PAST HISTORY
AND FUTURE PRO-
SPECTS
OF

KÁTHIÁWÁD AND GUJARÁT.

BY HIS MOST OBEDIENT SERVANT,

THE COMPILER.

# PREFACE.

THE *Satya-Vaktá*, a weekly paper, was started in Gujarati in May 1886. Ever since that time no effort has been spared to make it both useful and attractive, and its proprietors and promoters take this opportunity of thanking the public for appreciating all that has been done or attempted in that direction. It is hardly four years since the paper was started, and its subscribers already number 1400.

In addition to the literary service which the paper has been trying to render, it has also from time to time made valuable presents to its numerous subscribers in the shape of books and portraits. The personages whose portraits have been thus presented, include among them Her Imperial Majesty the Queen-Empress, H. R. H. Prince Albert Victor, and enlightened princes like Their Highnesses, the Maharajas of Baroda, Catchh, Mysore, Ratlam, Bhawnagar, Dhrangadra, Idar, Rajkot, Limbdi, &c. &c. It is needless to point out the object of making many of these presents, beyond this that the public of Gujarat is a heterogeneous mass of more numerous castes and communities than are probably to be found in any other part of India, that these again are geographically and politically divided and separated from one another in various ways, and that a diffusion among them of the knowledge of one another is only an indispensable step towards drawing them into closer and more homogeneous union. The present Album is but another step in furtherance of the same object. The gentlemen whom we have included here, are men who move our literary world, or head our political circles, or stand high in mercantile or professional life. They are gentlemen of various castes and of diverse spheres of life. Geographically their list travels from end to end of Gujarat. We have attempted to make the portraits and

biographies as less imperfect as could be made in the face of all the difficulties that must naturally beset what is a first effort of its kind in our province.

The difficulties will, it is hoped, sufficiently explain the somewhat great delay that has occurred in publishing this volume. The difficulties of a writer who proposes to collect his materials, not from already printed books, but from the unwritten lives of living individuals, may well be left to be conceived. Again, if we have an apology to offer for this delay, we have also to ask credit for having done more than we ever promised. We had at first proposed to give about 25 portraits only and to append very brief accounts of the careers of the portrayed. We now present 66 portraits instead of 25, and give as many concise but fuller biographies. And for this costly addition our subscribers and purchasers have nothing to pay.

*22nd October 1889,*
*Bombay.*

KESHAVLAL HARIVITHALDASS,
Proprietor of the Satya-Vaktâ.

# INDEX

TO THE LIVES OF THE PORTRAYED.

---


His Highness the Maharaja Mansingji K. C. S. I.
The Publisher.
Sir Mangaldass Nathoobhai knight C. S. I.
Hono'able Justice Mr. Nanabhai Haridass.
Divan Bahadur Manibhai Jasbhoy.
Haridass Viharidass Esq.
Sheth Virjivandass Madhavdass.
Hono'able Sardar, Rao Bahadur Behecherdass Viharidass.
Rao Bahadur Behecherdass Ambaidass C. S. I.
Rao Bahadur Ranchhodlal Chhotalal C. S. I.
Mansookhram Sooryaram J. P. Esq.
Rao Bahadur Motilal Lalbhai.
Vithaldass Samaldass Esq.
Javerilal Oomiashankar J. P. Esq.
Hariprasad Santokram J. P. Esq.
Vijayashankar Gaurishankar Esq.
Ranchhodbhai Oodaram Esq.
Chhotalal Sevakram Esq.
Ambalal Sakarlal Esq.
Poorsotamrai Soondarjee Zala Esq.
Narshiprasad Hariprasad Esq.
Sheth Thakarshee Mooljee.
Sheth Damodar Thakarshee J. P.
Sheth Tribhoovandas Mangaldass Nathoobhai J. P.
Sheth Chaturbhooj Morarjee J. P.
Sheth Harikisandass Narotamdass J. P.
Sheth Laxmidass Khimjee J. P.
Sheth Goverdhandass Gokuldass Tejpal J. P.
Sheth Damodardass Tapidass J. P.
Sheth Dharamsee Morarjee Gokuldass.
Sheth Mayabhai Premabhai Hemabhai.
Sheth Sarabhai Maganbhai Keremchand.
Sheth Mansookhbhai Bhagoobhai.
Sheth Poorsotamdass Keshavdass.

Kalyanrai Hakoomatrai Desai Esq.
Shamjee Krishnavarma Barister-at-Law.
Bhaishankar Nanabhai J. P. Esq.
Mansooklal Moogatlal J. P. Esq.
Gokaldass Kahandass J. P. Esq.
Govardhanram Madhavram Tripathi Esq.
Kavishvar Dalpatram Dayabhai C. I. E.
Rao Bahadur Nandshankar Tooljashankar.
Rao Bahadur Lalshankar Oomiashankar.
Rao Bahadur Popatbhai Veljee.
Choonilal Sarabhai Esq.
Ratilal Chhotalal Esq.
Motichand Toolsidass Esq.
Rao Saheb Harilal Mansookhram.
Rao Bahadur Jagjivandass Khooshaldass.
Kalabhai Lalloobhai Vakil Esq.
Rao Bahadur Motilal Choonilal.
Vaidya Raja Prabhooram Jivanram.
Vaidya Raja Vijayashankar urpha Bavabhai Achaljee.
Vaidya Raja Kooroonashankar urpha Zadoobhai Vithaljee.
Dr. Tribhovandass Motichand.
Manilal Nabhoobhai Sanskrit Professor.
Rao Bahadur Gopaljee Soorbhai Desai.
Rao Saheb Mohanlal Ranchhordas.
Rao Saheb Mahipatram Roopram C. I. E
Hargovandass Dwarkadass Esq.
Harilal Damordass Esq.
Harisih Jasabhai Esq.
Chhaganlal Harilal Pandye B. A. Esq.
Sheth Motilal Nanabhai.
Prabhashankar Venishankar Esq.
Maganlal Jayachand Vakil Esq.



સર મંગળદાસ નથુભાઈ. નાઈટ, સી. એસ. આઈ.

## સર મંગળદાસ નથુભાઇ નાઇટ. સી. એસ. આઇ.

**જન્મભૂમિ.**—મુંબઈ.

**જન્મદિવસ.**—ઇ. સને ૧૮૩૨.

**જ્ઞાતિ.**—કપોળ વાણિયા.

એઓએ પોતાની બાલ્યાવસ્થામાં સ્વભાષા ઉપરાંત ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ સંપાદન કર્યું અને વિદ્યાભ્યાસ સંપૂર્ણ થયા પછી પોતાના પિતાશ્રીની સ્વ-વડિલો–પાર્જિત મિલકત તેઓએ ટ્રસ્ટીના હસ્તકથી સંભાળી લીધી તેઓ ત્યારથી એક હિંદુ સુધારક તરીકે બહાર પડ્યા, અને પ્રથમનો 'હોળી' ના તેહેવાર ઉપર જે અયોગ્ય વર્તણુકથી વર્તવામાં આવેછે, તેનો મજબૂત અટકાવ કરવાને મુંબઈ સરકારને તેમણે ભલામણ કરી. એઓએ હિંદુ છોકરાઓ ખાતર, 'સ્ટુડંટસ લીટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટી' સ્થાપી કેળવણી વિષેના હિંદુઓનાજબરા તિરસ્કારને દૂર કરવા ખાતર એ 'સોસાયટી' ખોલવાના ઉત્તેજનમાટે નાણાંની સારી મદદ કરી. એમના તરફથી પંદરસો રૂપિયાના વાર્ષિક ખરચે "સર મંગળદાસ નથુભાઈ ગુજરાતી કન્યાશાળા" પણ 'પાયધોણી' તરફ ઉઘાડવામાં આવેલીછે. અને તે બાબત રૂપીઆ ૨૦,૦૦૦ ની ગવર્મેંટ પ્રોમીસરી નોટ આપવામાં આવીછે. ઇ. સ. ૧૮૫૯ માં મુંબઇની સરકારે એમને "સુલેહના અમલદાર" ઠરાવ્યા હતા, અને એ માન મેળવનારને શેહેર સુધરાઈ ખાતામાં તે વખતે ભાગ લેવો પડતો હોવાથી તે કામ તેઓએ સારી રીતિએ બજાવ્યું હતું.

ઈ. સ. ૧૮૬૩ માં એઓ મુંબઇની 'રૉયલ એશિયાટીક સોસાયટી' તેમજ 'રૉયલ જ્યોગ્રેફીકલ સોસાયટી' ની શાખાઓના સભાસદ બન્યા, એજ વર્ષે મુંબઇની યુનિવર્સિટીને તેમણે રૂપિયા વીશ હજારની બક્ષિસ આપી સરકારની જામીનગીરી હેઠલ ઉપજતાં ચાર ટકાનાં વ્યાજમાંથી હિંદુ ગ્રાજ્યુએટોને ઇંગ્લંડ જઇ અભ્યાસ કરવા "સર મંગળદાસ નથુભાઇ ટ્રેવેલીંગ ફેલોશીપ" સ્થપાવી. ૧૮૬૪ માં પોતાનાં સ્વર્ગવાસી પત્ની બાઈ રુકિમણીની યાદગારી ખાતર અર્ધલક્ષ રૂપિયાને ખર્ચે કલ્યાણીમાં એક સુંદર દવાશાળા બંધાવી; તે ખોલી તેના વાર્ષિક અમુક ખર્ચમાટે મુંબઇ સરકારને હસ્તક રૂપિયા વીશહજાર આપ્યા. પુણામાં "દેવીદ સાસૂન આશ્રમખાના" માં હિંદુ સ્ત્રીઓની સગવડ માટે નિરાળો વિભાગ બાંધવાને સારી રકમ આપી; આ રીતે એ

સખી ગૃહસ્થે રાજા અને પ્રજાની એકસરખી રીતે સારી સેવા બ-જાવેલી છે. તેમને મુંબઇ સરકારે સને ૧૮૬૬ માં પોતાની "લેજી-સ્લેટીવ-કાઉન્સીલ" ના એક સભાસદ ઠરાવ્યા, તે પદનું કાર્ય તેઓએ સારી રીતે બજાવી રાજા અને પ્રજાની ભારે શાબાશી મેળવી. એમનાં અગત્યનાં ભાષણોએ કૉઉન્સીલની નોંધનાં પુસ્તકોનાં ઘણાક પૃષ્ઠો રો-ક્યાંછે. એ છોડયા પછી તેમને મુંબઇ સરકારે તેમના રાજીના-માનો પોતાનું ઉંચું મત દર્શાવી જવાબ વાળ્યો હતો. કાઉન્સીલ સાથનો સંબંધ છોડતાં પણ અગત્ય પડતાં મુંબઈના ગવરનરો તેઓનું મત તથા સલાહ લેતા હતા.

દેશી હક અને લાભ જાળવનારી "ધી બૉમ્બે એસોસીએશન" ને નબળી હાલતમાંથી તેઓએ સને ૧૮૬૭ માં ફરી ટટાર બનાવી હતી, અને તેના સરનશિનનો માન ભરેલો હોદ્દો એમને અપાયો જે તેઓએ સને ૧૮૭૪ માં છોડ્યો. મુંબઇ સરકારની 'લોકલ-કાઉન્સીલ' માં તેઓએ સ્વતંત્રપણે જાહેર સેવા બજાવવા ખાતર મહારાણીશ્રીએ એમને સને ૧૮૭૨ માં "ઓરડર ઑવ ધી **કમ્પે-નિયન** ઑવ ધી **સ્ટાર** ઑવ ઇન્ડિયા" નો ખેતાબ આપ્યોછે, અને ત્યારપછી સને ૧૮૭૫ માં એમને નામદાર મહરાણીશ્રીએ વધુ માનથી રાજ્યને બજાવેલી સેવાના ઈનામ દાખલ નાઇટનો માનવંતો ઇલકાબ આપ્યો. સન ૧૮૭૫ માં એમને પુત્રોના લગ્નને પ્રસંગે રૂપિયા ૨૫,૫૫૦ ની મોહોટી રકમ એલાયદી કહાડી, તેનાં સ્થાપેલ ધર્મખાતાને "સર મંગળદાસ નથુભાઈ કંગાળ નિરાશ્રિત ફંડ" નામ આપ્યું, જેની મુખ્ય નેમ પોતાના નાતિલા અશક્ત અને નિરાશ્રિત વર્ગનાં મનુષ્યોને આશ્રય આપવાની છે. તેઓએ વળી એજ સમયમાં ગૂજરાતીઓની સગવડમાટે વાલકેશ્વરમાં રૂપિયા પચિશ હજારની "ધર્મશાળા" જા-હેરમાં ખુલ્લી મેલીછે. એમ એકંદર ધર્મખાતું સ્થાપી તેનું કાયદાસર ટ્રસ્ટ-ડીડ કરાવ્યુંછે. આપણા શાહજાદા અને તાજના વારસ પ્રિન્સ ઑફ્ વેલ્સ તેમને ત્યાં તે વખતે પધાર્યા હતા, અને સને ૧૮૭૭ માં એક રૂપાનો 'ચાંદ' ભેટ તેમને નવાજેસ કર્યો, જે આપવાની ક્રિયા મુંબઇના ગવર્નર સર રીચર્ડ ટેમપલે એક દરબાર ભરી કીધી હતી. સને ૧૮૭૯ માં એમની જ્ઞાતિના મોહોટા ભાગે એક જાહેર સભા ભરી એમને પોતાના-એકલા વડા તથા શેઠ તરીકે ઠરાવ્યા છે. તે પછી સને ૧૮૮૦ માં જ્ઞાતિને લગતા સર સામાનનો કબજો લેવા વિષે મુંબઈની 'હાઇકોર્ટ' માં કજીઓ ચાલવે, એ જ્ઞાતિના અનુમતથી એમને કોર્ટ પણ એજ વર્ષ-એકલા મુખ્ય ઠરાવ્યા હતા. તથા ન્યાતનું સઘળું ભં-

ડોલ તથા વાસણ એમના તાબે અપાવ્યાં. મુંબઈની કર ભરનારી પ્રજાએ, એમને સને ૧૮૭૫ માં પોતાના વકીલ તરીકે ત્યાંની "મ્યુનિસિપલ-કોરપોરેશન" માં સભાસદ તરીકે પસંદ કરી મોકલ્યા હતા.

એ પ્રમાણે તેમનાં જાહેર કામો અને સખાવતોથી વિખ્યાતિ પામવા ઉપરાંત, તેઓ મુંબઈના જાણીતા શેઠિયા અને માનીતા શેહેરી છે. એમની સામેલગીરી એકસરખી રીતે સઘળાં જાહેર કામોમાં હોદ્દા ઉપરાંત એઓ ચંચળ, સ્વદેશાભિમાની, ઘટતો ટેકાવ રાખનારા, મિલનસાર, સાદી રીતભાત અને દેખાવના ગૃહસ્થ છે; અને પ્રજાપ્રિય અને દેશહિતૈષી કાર્યો કરી તેઓ સ્તુતિપાત્ર પ્રશંસા સંપાદન કરવાને શક્તિમાન થયા છે. હાલમાં હિંદુ લોકોમાં એમના જેવો હોદ્દો ધરાવનાર બીજો કોઈ ગૃહસ્થ નથી.

## મદદની નોંધ.

| | |
|---|---|
| એમના પીતાએ શ્રી વાળકેશ્વરમાં શિવનું મંદીર બંધાવા માંડેલું તે પુરૂ કરાવ્યું. ... ... ... ... | ૧૦,૦૦૦ |
| પોતાના વકીલના માણસને એક ઘર વેચાતું લઈ ઈનામ આપ્યું. | ૫,૦૦૦ |
| ૧૮૫૪ થી ૧૮૭૨ સુધીમાં જાહેર કેલવણી ખાતામાં. ... | ૩૬,૪૫૭ |
| ૧૮૫૯ થી ૧૮૭૨ સુધીમાં પરચુરન ફંડ વગેરે. ... ... | ૧૪,૦૦૦ |
| ગરીબ માણસોને મદદ કરવાના ફંડોમાં. ... ... ... | ૨૦,૬૫૦ |
| કેટલાએક પ્રખ્યાત માણસોની યાદદાસ્તના ફંડોમાં. ... | ૨૦,૦૦૦ |
| પરચુરણ લાઇબ્રેરીઓની ટીપમાં. ... ... ... ... ... | ૪,૦૦૦ |
| બંગાલ અને દક્ષનમાં દુકાલની વખતે ફંડોમાં. ... ... | ૧૩,૫૦૦ |
| આયરીશ રીલીફ ફંડ અને મુંબઇના લશકરી રીલીફ ફંડમાં. | ૧,૭૦૦ |
| પરચુરન લોક ઉપયોગી કામોમા .... ... ... ... ... | ૧૦,૮૦૦ |
| પ્રીન્સ ઓફ વેલ્સની પધરામણી વખતે લાઇટના ખરચમાં. | ૧,૦૦૦ |
| ન્યાતના વાસણ લેવાના કજીઆ બાબતના ખરચના. ... | ૧૫,૦૦૦ |
| જુના નોકર લોકોના ફાયદામાટે પેનશન ફંડ સ્થાપ્યું તેના. | ૬૪,૦૦૦ |
| | ૨,૧૬,૧૦૭ |



આનરેબલ મિ. જસ્ટીસ નાનાભાઈ હરિદાસ.

## ઑાનરેબલ મિ. નાનાભાઈ હરિદાસ.

**જન્મભૂમિ.**—સુરત.

**જન્મદિવસ.**—તા. ૮ મી સપટેમ્બર સને ૧૮૩૨.

**જ્ઞાતિ.**—વાલ્મિક કાયસ્થ.

એઓએ પોતાની બાલ્યાવસ્થામાં સારો વિદ્યાભ્યાસ કર્યો તથા પોતે નિરાધાર હોવાથી કોઇની સહાય મળતાં તેને આગલ વધાર્યો; તેમણે ગુજરાતી ઉપરાંત ફારસી, મરાઠી, અને ઇંગ્રેજી ભાષાઓનું જ્ઞાન મેળવ્યું. પોતાના પ્રશંસનીય અભ્યાસ તથા ઉંચા પ્રકારની ચાલચલણનું સર્ટિફિકેટ મેળવી, તેઓ સને ૧૮૫૦ માં મુંબઈ આવી એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. ત્યાંની વાર્ષિક પરીક્ષામાં ઉંચા નંબરનાં ઇનામો સંપાદન કરવા સાથે ક્લેર અને વેસ્ટની સ્કાલરશિપ પણ તેઓએ મેળવી.

ઇસ્વી સન ૧૮૫૨ માં તેઓએ સુપ્રિમ કોર્ટના દુભાષિયાની પરિક્ષા આપી તે ઓદ્ધો મેળવ્યો. સને ૧૮૫૫ માં સરકારે ઉઘાડેલા લૉ કલાસમાં દાખલ થઇ પરીક્ષા પેહેલે નંબરે પસાર કરી, ૧૮૫૭ માં મુનસફની અને ૧૮૫૯ માં લૉસ્કૂલની છેવટની પરીક્ષા પસાર કરી, અને ત્યારપછી સિવિલ ક્રિમિનલ અને પિનલકોડનું ગુજરાતી ભાષાંતર કરવાનું તેઓને સરકાર તરફથી ખાસ સોપવામાં આવ્યું. સને ૧૮૬૦ માં તેઓએ મુંબઇની યુનિવરસિટીમાં મેટ્રિક્યુલેશનની પરિક્ષા પસાર કરી હતી. સને ૧૮૬૧ માં સરકારે તેમને અમદાવાદ કોલેજમાં પ્રિન્સિપાલ અને લૉ પ્રોફેસરનો ઓદ્ધો આપવા માગણી કરી, પણ તે વખ્તે સુપ્રીમ કોર્ટના ચિફ જસ્ટિસ સર મેથ્યુસાર્સ તેઓને જુદા ન પાડવાને જબરીથી હઠ લીધાથી તેઓ ત્યાંજ રહ્યા. સને ૧૮૬૧ માં તેઓએ સદર અદાલતમાં વકિલનું કામ કરવાની સનદ મેળવી પણ ૧૮૬૨ માં સદર અદાલતને સુપ્રીમ કોર્ટનું નામ બદલી હાઇકોર્ટનું નામ આપવામાં આવ્યું, ત્યારે એ કોર્ટના અપેલેન્ટ સાઇડના તરજુમા ખાતામાં, મોટા પગારથી રાખવાની માગણી કરવા છતાં પણ તેમણે નાપાડી તેઓએ લગભગ ૧૧ વર્ષ પછી નોકરી છોડી સ્વતંત્રપણે વકીલાતનો ધંધો આરંભ્યો. સ્વલ્પ સમયમાં તેઓએ તેમાં ઉત્તમ કિર્તિ મેળવી અને બધા ગુજરાતમાંથી લોકો તેમનાજ અસીલો થવા લાગ્યા. સને ૧૮૬૮ માં તેઓએ મદ્રાસની યુનિવરસીટીની પરિક્ષા પસાર કરી એલ. એલ. બી. ની ડિગ્રી સંપાદન કરી ૧૮૬૯ માં મુંબઈ સરકારે તેમનો ફર્સ્ટ ગ્રેડ સબોર્ડિનેટ જડજની પદવી આપવા માગણી કરી,

પરંતુ પોતાની સ્વતંત્ર કમાણીમાં લાભ હોવાથી તે તેમણે સ્વીકારી નહિ. ત્યાર પછી ચાર વર્ષે સર ફિલિપ વુડહાઉસની સરકારે દેશીઓને નહીં મળેલું એવું હાઇકોર્ટના જડજનું મોટા માન અને મોભાવાળું પદ સને ૧૮૭૩ માં તપાસ તરિકે તેમને આપ્યું. આ રૂડી નિમણુક દેશી તેમજ અંગ્રેજી વર્ત્તમાનપત્રોએ એક અવાજે કબુલ રાખી હતી, અને તેના માનમાં દેશી તેમજ યુરોપિયનો તરફથી ખાનપાનના મેલાવડા થયા હતા. ૧૮૭૭ માં તેમને હાઇકોર્ટના સરકારી વકીલનો હોદ્દો મળ્યો હતો, અને સર જેમ્સ ફર્ગ્યુસને થાણામાં જડજ અને સેશન જડજનો હોદ્દો આપવા માંડયો, પણ તે લેવા તેમણે ના પાડી હતી. ૧૮૮૦ માં તેમને લૉ પ્રોફેસરની જગ્યા મળી હતી, અને હાઇકોર્ટના જડજના ઓહ્દામાં અપક્ષપાતપણું બતાવ્યાથી નામદાર મહારાણીની સરકારે સને ૧૮૮૪ માં તેઓને તે જગ્યાપર રૂપિયા ૩૭૫૦ ના માસિક લવાજમે મુકરર કર્યા, જે માટે તમામ સ્વદેશીઓએ મોટી ખુશાલી બતાવી હતી. અને તે જગ્યાપર કાયમ હતા તેવામાંજ સને ૧૮૮૯ માં તેમનો સ્વર્ગવાસ થયો.

તેઓનો સ્વભાવ શાંત તથા ચેહેરો ગંભીર હતો. તેઓ મિલનસાર છતાં એક માર્ગી હતા. તેઓ જે ધંધામાં પડયા તે ધંધો સારી રીતે દિપાવ્યો હતો. તેઓ હિંદુ લખનાર તરિકે પ્રથમ સ્ત્રી બોધમાં ઝળકયા હતા. અને બધી બાબતોમાં સાદા તથા કામ કરવામાં નિયમિત હતા, અને ઘણું કરી તેથી તેઓ દરેક કાર્યમાં સુયશ સંપાદન કરતા હતા.

श्री.

# દીવાનબહાદુર મણિભાઇ જશભાઈ.

**જન્મ.**—સંવત્ ૧૯૦૦ ના વૈશાખ સુદિ ૧૫ તા. મે સન ૧૮૪૪ ને દિને નડિયાદમાં.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર બ્રાહ્મણ, ગૃહસ્થ.

**વેદાદિ.**—વેદ-યજુર્, શાખા-માધ્યંદિની, ગોત્ર-કાશ્યપ, ત્રિપ્રવર.

તેમની માતાનું નામ ગંગાજી-જેમના પિતા ગોવિંદરાયજી-જે ઇંગ્રેજ રાજ્યમાં સારા અધિકારી (મામલતદાર) હતા.

તેમના પિતાનું નામ જશભાઈ હરિભાઈ. તેમના પૂર્વજો પેશવાઇ રાજ્યમાં પણ રાજ્યસેવામાં હતા. રા. રા. જશભાઇએ ખેડા જીલ્લામાં ફોજદારીનો અધિકાર સારી રીતે કરી લોકોની મમતા મેળવી ઇંગ્રેજ રાજ્યનું "પેન્શન" મેળવ્યું હતું. પછી ગાયકવાડ સરકારને ત્યાંપણ સારા અધિકાર ઉપર હતા.

એમ રાજ્ય સાથે સંબંધવાળાં ઉભય કુલવાળા મણિભાઇમાં બાલ્યાવસ્થામાંથીજ બહુશક્તિ અને શુભગુણોના અંકુરો દીસવા લાગ્યા. ગુજરાતી અભ્યાસ, વડોદરા, મહુધા, ખેડા, પેટલાદ, નડિયાદમાં સંપૂર્ણ રીતે કર્યો અને પરીક્ષામાં જયફલ (ઇનામ) તથા માન મેળવી, પછી નડિયાદમાંજ ઇંગ્રેજી અભ્યાસનો આરંભ કર્યો. તેમના પિતાની બદલી ખેડે થતાં ખેડે ગયા. અને ત્યાંથી અમદાવાદ જઇ ઇંગ્રેજી અભ્યાસ પરિપૂર્ણ કર્યો. તે વેલા નડિયાદના પ્રખ્યાત દેશાઇજી વિહારિદાસજીના રા. રા. હરિદાસ આદિ પુત્રો તથા રા. રા. રણછોડભાઈ અને મનઃસુખરામ અભ્યાસ કરવા અમદાવાદમાં રહેતા હતા, તેમના સહવાસમાંજ મણિભાઇ રહ્યા. અને તેઓ તથા રા. રા. મોતીલાલ-છોટાલાલ-અંબાલાલ આદિનું જે મંડલ છે તેઓમાં એક શોભાયમાન મણિસમ મણિભાઇ પ્રકાશે છે.

સન ૧૮૬૨ માં તેમની યોગ્યતાપરથી તેમને ઇંગ્રેજી સ્કુલમાં 'આસીસ્ટન્ટ માસ્તર' ની જગો મળી. થોડા માસમાં અમદાવાદના કલેકટરની આફીસમાં જગ્યા ખાલી પડતાં, તે વખતના કલેકટર મિસ્તર (હ. ૨૧. સર. થીયોડોર) હોપ એમણે ઉમેદવારોની પરીક્ષા લીધી તેમાં

મણિભાઈ પહેલે નંબરે આવ્યાથી, તેઓ પસંદ થઇ કલેક્ટર આફીસમાં નીમાયા. આ રીતે રાજ્યકાર્યમાં મિ. હોપના યશસ્વી હસ્તે મણિભાઇનો પ્રવેશ થયો. સન ૧૮૬૩ માં અમદાવાદના જજ્જસાહેબની આફીસમાં એજ મંડલના રા. રા. મોતીલાલ લાલભાઇ હતા, ત્યાં મણિભાઇની બદલી થઈ. નોકરી કરતા છતાં પણ વિદ્યાભ્યાસઉપર તેમનું લક્ષ સતત રહેતું. તેવામાં અમદાવાદમાં "પ્રોવિન્શિયલકોલેજ" સ્થપાઈ. ત્યાંની "લા-કલાસ" માં ન્યાયશાસ્ત્ર આદિનો અભ્યાસ તેમણે ચાલુ રાખ્યો, અને તેમાં સારી રીતે પાસ થયા. તર્કશાસ્ત્ર, ઇતિહાસ આદી વિષયોનો અભ્યાસ પણ તેજ કોલેજમાં વધાર્યો. સન ૧૮૬૭ માં રા. રા. મોતીલાલજીને મુનસફની જગો મળી ત્યારે મણિભાઇ તેમને સ્થાને જજ્જસાહેબને ત્યાં "હેડકલાર્ક" થયા. સન ૧૮૬૮ માં મુંબાઇ આવી "સબાર્ડિનેટ-જજ્જ" ની પરીક્ષા આપી તેમાં પણ સિદ્ધિ પામ્યા.

વચ્ચે સન ૧૮૬૫ માં "જજ્જકોર્ટ" માંથી રજાલઇ એક વ્યાપારની 'જોઈંટસ્ટોક કંપની'ની પેઢીપર "મ્યાનેજર" (વ્યવસ્થાપક) થઈ, મુંબઈ આવી વ્યાપારસંબંધમાં પણ સારો અનુભવ મેળવી ગયા.

જુનાગઢના દીવાનજીસાહેબ સુજ્ઞ ગોકુલજી ઝાલા, સુરાષ્ટ્રરાજ્યમાં બહુપ્રકારે યોગ્ય, શક્તિમન્ત અને પ્રામાણિક ગૃહસ્થોને સામીલ કરી શુભગુણોને ઉત્તેજન તથા રાજ્યને શોભા આપવા ઇચ્છતા હતા. તેમણે સન ૧૮૭૦ માં રા. રા. મણિભાઇને પરખી કહાડી જુનાગઢ રાજ્યમાં ન્યાયવિભાગના એક ઉપરિ સ્થાને સ્થાપ્યા. ત્યાં રાજા-પ્રજાને બહુજ સંતોષ આપ્યો, રાજ્યના ધારા સુધાર્યા, અને થોડા જ માસમાં આખા સુરાષ્ટ્ર ( કાઠીયાવાડ ) માં એમ કહેવાયું કે,–સુજ્ઞ ગોકુલજીએ જુનાગઢરાજ્યમાં "એક રત્ન આણ્યું છે". આ સંધિમાં કર્નલ લીજેટ સોરઠમાં આસિસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ હતા, તેમનીસાથે તથા કરનલ પાર, અમરેલીમાં આસિસ્ટંટ રેસીડેંટ હતા, તેમનીસાથે મણિભાઇને પરિચય થતાં તેમનું બહુ ઉચ્ચમત થયું. જુનાગઢરાજ્યમાં એક વર્ષ રહી પાછા અમદાવાદમાં સ્વસ્થાને આવ્યા.

સન ૧૮૭૨ ના જુનમાં પાલનપુર એજન્સીમાં આસિસ્ટન્ટની જગો તેમને આપી. ત્યાં કર્નલ પાર, ફ્રેર, અને વાટસન આદિની પાસે બહુ માનપ્રદ રીતે કામ કરી, ઉપયોગી થઇ સર્વને સંતોષિત કર્યા. પાલનપુરમાં એક પુસ્તકશાળા સ્થાપી તથા બીજાં વિદ્યાવૃદ્ધિનાં કાર્યોને ઉત્તેજિત કર્યાં.

સન ૧૮૭૩ ના જુલાઇમાં "વડોદરા રેસિડેન્સી" માં તેમને "નેટિવ આસિસ્ટન્ટ રેસિડેન્ટ" ની જગો આપવામાં આવી. એ વેલા વ-

ટોટરામાં બહુ સૂક્ષ્મ કાલ હતો. કેટલાક મૂર્ખ અને સ્વાર્થી મનુષ્યો ત્યાં બધું ભ્રમણ ઉપર ચઢયું હતું અને તેથી પરિવર્તન થયું તેનો તે સંધિ હતો. એવા સંકટના સમયમાં ખરેખરા કુશલ, પ્રામાણિક, શક્તિમાન્ અને વિશ્વાસુ મનુષ્યની આવશ્યકતા હતી, તેવાજ તેઓ સિદ્ધ થયા. એવા કાલમાં અનેક મનુષ્યોને અતિ હાનિ થવાનો સંભવ બહુ હોયછે. તેવી હાનિનો વિસ્તાર મર્યાદામાં રહેવામાં મણિભાઇનો પ્રભાવ એ એક સારૂં હિતકારક કારણ હતું.

સન ૧૮૭૫ માં રા. રા. મણિભાઇને "રાવબહાદુરનું" પદ ઇન્ડિયા સરકારે આપ્યું અને તેનીસાથે ચાંદ–ઘડીયાલ આદિ–ખીલત–પણ આપ્યાં. તે પ્રસંગે વાઇસરોય લાર્ડ નાર્થબ્રુકે એક પત્ર લખી તેમની મૂલ્યવતી સેવાની પ્રશંસા કરીછે.

એપ્રમાણે અનેક સ્થાનના અનુભવ અને સ્વાભાવિક ઉચ્ચ બુદ્ધિ, તેમજ સારો સ્વભાવ એ આદિ અસાધારણ ગુણોની પ્રશંસા થઇ ચારે પાસ તેમની પ્રખ્યાતિ વ્યાપી રહી હતી. તેથી આકર્ષાઈ કચ્છ મહારાજાધિરાજ શ્રી ૭ પ્રયાગમલ્લજીએ પોતાના મુખ્ય પ્રધાનનું પદ તેમને આપવા તીવ્ર ઇચ્છા કરી. મહારાવશ્રીનું શરીર સારૂં રહેતું ન હતું તેથી તેનો અન્ત સમીપછે એમ શંકી પોતાના ઈચ્છાપત્રમાં રા. રા. મણિભાઇને રાજ્યના પ્રધાન કરવા સૂચવી ગયા.

તદનુસાર સન ૧૮૭૬ માં તેઓ કચ્છ સિધાવ્યા અને ત્યાં એવી સારી રીતિએ કાર્યભાર વહ્યો કે, મહારાવ શ્રીપ્રયાગમલ્લજીની દીર્ઘ દૃષ્ટિની બહુ પ્રશંસા થઈ. કચ્છની પ્રજા તો મણિભાઇનું રાજ્યકૌશલ જોઈ ચકિત થઇ ગઈ.

કચ્છપ્રજાના કલ્યાણાર્થે અનેક યોજનાઓ થઈ–આય વધાર્યું, વ્યય નિયમમાં આણ્યું, પ્રજાના રક્ષણસારૂ "પોલીસ" આદિ સુધાર્યા, ન્યાયસારૂ રા. રા. મોતીલાલ, જમસેદજી દલાલ જેવા ગૃહસ્થોને, આમંત્ર્યા, વિદ્યાલયો સ્થાપ્યાં; જલાશયો તેમજ ધર્મશાલાઓ, ઔષધાલય, માર્ગ, નૌકાશય, બંદર સુધારા આદિ લોકોપયોગી સાધનો વધાર્યાં, જાડેજા ભાયાતો અને રાજ્ય વચ્ચે વિમત હતું તેનો સંતોષકારક નિકાલ આણ્યો, કલાકૌશલ્યને ઉત્તેજન આપવા માંડયું, વિદ્યાવૃદ્ધિમાં સાધન જે ગ્રંથો તેને ઉદાર આશ્રય આપી ગ્રંથકર્તાને તે માર્ગમાં ચુસ્ત કર્યા. સંક્ષેપમાં સારા ગુણ તથા સારા વિષયોમાત્રને યથાશક્તિ પુષ્ટિ આપવા માંડી તેથી તેની વૃદ્ધિ થવા માંડી.

રાજ્યમાં એ ઉપયોગી બહુ સ્થાપનોના શિખર જેવું એક કૃત્ય

તેમના વારામાં થયું છે તેનેસારૂ તો તેમની જેટલી પ્રશંસા કરાય તેટલી ઓછી છે. કચ્છાધિપતિ મહારાજાધિરાજ શ્રી ૭ ખેંગારજી મહારાવશ્રીનું વય, મણિભાઈ પ્રધાન થયા ત્યારે, માત્ર ૧૦ વર્ષનું કોમલ હતું. તેઓનામાં રાજ્યકર્તાના શુભ ગુણોના બહુ અંશો હતા. તે પુષ્ટિ વૃદ્ધિ પામી પ્રકાશી નીકળે એમ કરવાના અનેક ઉપાયોનો સંયોગ બહુ ચિન્તા રાખી વિચારપૂર્વક રા. રા. મણિભાઇએ કર્યો, તેનું ફલ પ્રત્યક્ષ છે.

મહારાજાધિરાજ મહારાવ શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર, જી. સી. એસ. આઈ. એઓના સમાગમમાં જે જે સમજુ મનુષ્યો આવેછે તેઓ એક સ્વરે કહેછે કે, એવા પ્રજાપ્રકૃતિને રંજન કરનાર, સમજુ, વિદ્યાપ્રિય, સુશીલ, રાજધર્મજ્ઞ રાજા અહુણાં વિરલ જ જોવામાં આવેછે. રા. રા. મણિભાઇની યશમાલામાં આ સુમેરુ જેવો યશ છે.

સન ૧૮૮૦ ના વર્ષમાં કચ્છ પોલિટિકલ એજન્ટ અને કચ્છ રીજન્સીના પ્રમુખ જે સાહેબ હતા તેમના અને રા. રા. મણિભાઈના વચ્ચે, કોઈ રાજ્યહિતના કાર્યમાં મતભેદ પડ્યો. તેનું પરિણામ એ થયું કે રા. રા. મણિભાઇને વડોદરે પાછું આવવું પડ્યું, તે સમયે કચ્છની આખી પ્રજાએ તેમજ રાજકુટુંબે અન્તઃકરણથી બહુ ખેદ દેખાડ્યો. અને સરકારના એ કામને સારૂં ન ગણ્યું. આ પ્રાન્તનાં વર્તમાનપત્રોએ પણ એક રાગે રા. રા. મણિભાઇની રાજનીતિને પ્રશંસીને એ રીતે તેમને જવું પડ્યું તે ધિક્કાર્યું.

પરંતુ ગુણિજનોનાં ગ્રાહક છેકજ નથી એમ ન જણાયું. રા. રા. મણિભાઈ કચ્છથી પાછા ફરતાંજ જુનાગઢના નવાબસાહેબે પોતાના દીવાનનું પદ તેમને આપવાની ઇચ્છા પત્રદ્વારાએ દર્શાવી. ભાવનગર રાજ્યથી પણ તેમને એક સારૂંપદ આપવા લખાઇ આવ્યું.

વડોદરાના "નેટિવ આસિસ્ટન્ટ રેઝિડેન્ટ" ના પદઉપર તેમને પાછા આવવાનું હતું તેથી, તેઓ તુરત તો વડોદરે આવ્યા. ત્યાં સર-ટી. માધવરાવ પ્રધાનતાથી રાજ્ય કર્તા હતા. તેઓ રા. રા. મણિભાઈનું મૂલ્ય સારી રીતે સમજતા હતા. તેમણે વડોદરા રાજ્યમાંજ એક સારા અધિકારપર તેમને રાખી લીધા.

કચ્છમહારાવશ્રી ૭ ખેંગારજી વિદ્યાભ્યાસ પૂર્ણ કરી પ્રવાસે નીકળ્યા, તે સમયે ગવર્નર સર જેમ્સ ફર્ગસનના સંબંધમાં આવતાં, મહારાજશ્રીની બુદ્ધિ, શક્તિ, કુશલતા, વિદ્યા આદિ શુભ ગુણોથી આકર્ષાઈ ગવર્નર બહુ પ્રસન્ન થયા. રાજ્યકાર્યમાં યોજવા જેવી યોગ્યતા મહારાવ શ્રી ૭ ની જણાતાં તેમ કરવા ગવર્નરસાહેબે ધાર્યું, અને તે વાઇસરાય લાર્ડ રીપનને લખ્યું.

મહારાવ શ્રી ૭ વાઇસરાયને મલ્યા ત્યારે તેમનું પણ ગવર્નરસાહેબના જેવુંજ મત થયું. અન્તે માત્ર ૧૭ વર્ષના વયે મહારાવ શ્રી ૭ ને રાજ્ય કાર્યમાં પ્રવેશ કરાવવાનું ઠર્યું. તેમાં રા. મણિભાઈ જેવા કુશલ તથા રાજ્યના પરિપૂર્ણ વિશ્વાસુ સહકારીથી વિશેષ લાભ થશે એમ જણાયાથી, સન ૧૮૮૩ ના સેપ્ટેંબરમાં રા. મણિભાઇને મહારાવ શ્રી ૭ ખેંગારજીએ સરકાર પાસે આગ્રહપૂર્વક દીવાનપદમાટે માગી લીધા. મહારાવ શ્રી ૭ ની યોગ્યતા જોઈ ૧૮૮૪ માં તેમનું રાજ્ય તેમને સ્વતંત્ર સ્વાધીન કરવામાં આવ્યું. પછી થોડા માસ કચ્છમાં રહી રા. રા. મણિભાઇ શ્રી વડોદરા રાજ્યમાં નાયબ દીવાનની જગા ઉપર આવ્યા. તેમની કચ્છરાજ્યની સેવાથી પ્રસન્ન થઈ ઇંગ્રેજસરકારે પણ તેમને "દીવાનબહાદુર" ની આ પ્રાન્તમાં પ્રથમ પદવી આપી છે તથા તે સાથે "ચાંદ" આદિ ખિલત પણ આપ્યું હતું.

એવા બહુપ્રકારે યોગ્ય પુરુષના ઉપર શ્રીમન્ત મહારાજાધિરાજ શ્રી૭ શિયાજીરાવ જેવા વિદ્યાથી સુ-શિક્ષિત થયેલા ગુણગ્રાહક મહારાજા શ્રીની મમતા હોય એમાં તો કહેવું શું? વિશેષમાં વળી રા. મણિભાઇ તેમનાજ રાજ્યમાંના પેટલાદના વાસી છે. એટલે પોતાની પ્રજા હોવાથી મહારાજશ્રીને પ્રજાના અભિમાન સહિત તેમનાઉપર સદ્ભાવ રાખવાનું કારણ છે. રા. રા. મણિભાઇ પોતાને હાનિ થવા દઇને પણ રાજ્યભક્તિમાં દઢ રહેલા એવી રાજ્યભક્તિથી કોઇ પણ સમજુ રાજા પ્રસન્ન થાય. અહુણાં દીવાનબહાદુર મણિભાઇ વડોદરા રાજ્યમાં શ્રીમન્ત શિયાજીરાવના એક વિશ્વાસુ, માનીતા, રાજ્યભક્ત અધિકારી છે.

દીવાનબહાદુર મણિભાઈ જે જે અંગ્રેજી અધિકારીયો—મિ. સાન્ડવિથ, આઇઝાન, સ્પેન્સ, સ્કાટ, કાન્ડી, કાઘલાન, મેલવિલ, રીચી, કર્નલ પાર, જનરલ સર રોબર્ટ ફ્રેબર, કરનલો વાટસન, બાર્ટન, ફિલિપ આદિ તથા જનરલ સર લુઇસ પેલી, સર રીચર્ડ મીડ, પી. એસ. મેલ્વિલ, આદિ—ના સંબંધમાં આવેલા તે બધાએ એવાં તો ઉત્તમ ગુણપત્રો આપેલાં છે કે તે વાંચી, સર. ટી. માધવરાવ પણ એકવાર કહેતા હતા કે એવાં ગુણપત્રો લક્ષાવધિ મૂલ્યના પદાર્થોથી પણ અધિક છે.

દી. બા. મણિભાઇ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં સર્વનો સ્નેહભાવ સંપાદન કરેલો પ્રત્યક્ષ જણાયછે. એવા કોઇ વિલક્ષણ મોહક શુભ ગુણોનો ઈશ્વરપ્રસાદ તેમને મળેલો જણાયછે કે દેશ દેશના લોકો તેમને માનપત્રો આપી તેમની કીર્તિ ગાઇજ બેશી રહ્યા નથી, પણ તેમના નામસ્મરણસારૂ સારા સંગ્રહ કરી, પુસ્તકશાલા, સ્કાલરસિપો

આદિ અનેક સ્થાપ્યાં છે. કચ્છથી છુટા પડતાં પોતાની પાસથી પણ વિદ્યાવૃદ્ધિ થવા ભારે રકમ ખરચી 'સ્કોલરશીપો' સ્થાપી છે. તથા ભુજપાસે લોકોપયોગી એક સુશોભિત જલાશય–વાવ–બંધાવી છે. તે શિવાય વિદ્યાવૃદ્ધિના કાર્યમાં નાણું ખરચી ઘણી પ્રકારે આશ્રય આપ્યો છે.

રાજ્યસંબંધથી તથા રાજ્યાધિકારથી લોકોનું કલ્યાણ કરી પોતે સંતોષ પામ્યા હોય એમ નથી. વળી બીજા માર્ગે પણ લોકોપયોગી થવા તેમણે પ્રયત્ન કર્યો છે. આપણા પ્રખ્યાત ગ્રંથકાર રા. રા. રણછોડભાઈ તથા છોટાલાલના સહકારી થઇ 'શેકસપીયર કથાસમાજ,' 'મુસલમાની કાયદા,' 'મુંબઈની હાઇ કોર્ટના રીપોર્ટ' આદિનાં સુંદર ભાષાન્તર કરી પ્રસિદ્ધ કર્યાં છે. અને "રાજ્યનીતિ" સંબંધી એક ગ્રંથ લખવા સંકલ્પ સાંભળવામાં આવ્યો છે. તેમને બહુ અનુભવને લીધે તે એક ઉત્તમ ગ્રંથ થાય એમાં આશ્ચર્ય નથી, ઈશ્વરકૃપાથી એ શુભ સંકલ્પ સિદ્ધ થાઓ.

દીવાનબહાદુર મણિભાઇના જીવનમાં અધિક પ્રકાશતા ગુણ, કુલીનતા, ઉદ્યોગ, વિદ્યાનું વ્યસન, સારી બુદ્ધિ, બહુ શ્રમ લઇ મહત્‌કર્મો કરી સંબંધમાં આવનારને ઉપયોગી થઇ વશ કરવાની કલા, પ્રામાણિકતા, ઉદારતા, સર્વેનું સારૂં કરવાની અન્તઃકરણથી ઇચ્છા, નમ્રતા, સ્વામીભક્તિ, એ આદિ છે. જેઓ ઉદય પામવા ઇચ્છતા હોય તેઓએ એવા પુરુષોના શુભ ગુણોનું અનુકરણ કરવા પ્રયત્ન કરવું એ હિતકારક છે. સત્પુરુષો પોતાનાં સદાચરણથી પોતે સુખી થાયછે એટલુંજ નથી પણ બહુજનોના કલ્યાણાર્થે જીવદ દૃષ્ટાન્ત મૂકી જાયછે. એવા જનોને ધન્ય છે.

---

## રા. રા. હરિદાસ વિહારિદાસ દેસાઇ,

### જુનાગઢ સંસ્થાનના દિવાન.

**જન્મભૂમિ.**—નડિયાદ પાસે વસોગામમાં, જ્યાં તેમનું મોસાળ છે.
**જન્મદિવસ.**—સંવત્ ૧૮૯૬ ના આષાઢ, તા. ૨૯ જુલાઈ સન ૧૮૪૦.
**જ્ઞાતિ.**—લેવા પાટીદાર.

એ ગૃહસ્થના પૂર્વજોના વારામાંથી જ એ કુટુંબને રાજ્યસંબંધ ચાલતો આવેછે. મોગલબાદશાહ અને પછી પેશવાના સમયમાં પણ રાજ્યસંબંધ રાખી, પ્રખ્યાતિ તથા ગ્રાસ જાગીર તેમના પૂર્વજોએ મેળવ્યાં હતાં. ઈંગ્રેજ સરકારના રાજ્યમાં પણ બહુ ઉપયોગી થઈ તે રાજ્યના મમતાપાત્ર પણ થયા છે. રા. હરિદાસના પિતા રાવ બહાદુર વિહારિદાસ અજુભાઈ બુદ્ધિમાન્ તથા દૂરદૃષ્ટિમાન્ હતા. તેમને તુલસીકૃત **રામાયણ** વાંચવાઉપર બહુ પ્રીતિ હતી. તેમાંના સારા બોધે તેમના મનઉપર કેટલાક સારા સંસ્કાર કરી દૃઢમુદ્રા પાડી હતી. તેમના મનમાં બે વાતો મુખ્ય હતી. પોતાની પ્રજાને વિદ્યાભ્યાસ અને સત્સંગ કરાવવો, તથા આશાજનક અને બુદ્ધિમન્ત વિદ્યાભ્યાસક અને વ્યવહાર-આરંભકોને ઉત્તેજિત કરી તેમને યથાશક્તિ આશ્રય આપવો. આ પ્રાન્તમાં પ્રખ્યાત થયેલ 'મિત્રમંડલ' માંના કોઇકના પ્રતિજ એ પ્રવાહ નહિ ગયો હોય. એમને પાંચ પુત્ર છે. તેમાંના બે ગૃહસ્થોનું સચિત્ર-સંક્ષિપ્ત-ચરિત આ ચિત્રાવલીમાં આવેછે.

રા. હરિદાસ એ રા. વિહારિદાસના જ્યેષ્ઠ પુત્ર છે. તેમનો ગુજરાતી અભ્યાસ કંઈક પૂરો થતાં, તે વેળા નડિયાદમાં ઈંગ્રેજી સ્કુલ ન હોવાથી, ૧૧ વર્ષના વયે તેઓ ઈંગ્રેજી ભણવા અમદાવાદ ગયા. ત્યાં થોડા દિવસ રહ્યા એટલામાં તેમના પિતામહ અજુભાઇએ તેમને પાછા તેડાવી, નડિયાદમાંજ ઈંગ્લિશ ભણાવવા એક 'માસ્ટર' રાખી ગોઠવણ કરી. ત્યાં "મૉરલ કલાસ બુક" સુધી અભ્યાસ પૂરો થતાં સન ૧૮૫૫ માં દેશાઈજી વિહારિદાસે તેમને પાછા અમદાવાદ જવા દીધા.

અમદાવાદમાં તેઓનું વાસગૃહ તે તેમના સહાધ્યાયી વિદ્યાર્થીઓનું "સમાગમસ્થાન" થઈ પડયું હતું. જેમાં મુખ્યત્વે પૂર્વોક્ત મિત્રમંડલમાંના રા. રા. રણછોડભાઇ, મનઃસુખરામ, મોતીલાલ, છોટાલાલ, ત્ર્યંબકરાય, અંબાલાલ, મણિભાઈ, આદિનું અધિક અવગમન રહેતું.

અમદાવાદમાં બહુ ઉદ્યોગથી 'ફર્સ્ટકલાસ'માં સારો અભ્યાસ કર્યો. પછી ત્યાં 'લા કલાસ' સ્થપાઇ તેમાં પણ અભ્યાસ ચાલુ રાખ્યા છેક સન ૧૮૬૧ માં તેઓ નડિયાદ આવ્યા.

નડિયાદમાં આવ્યા પછી પણ અભ્યાસ વધારવા વાચન ચાલુ રાખ્યું અને વ્યવહારનાં તથા જનસેવાનાં કાર્યમાં યોજાવા માંડ્યા. 'મ્યુનિસિપાલ કમિશનર', 'લોકલ ફંડ મેંબર' આદિ તેઓ નિમાયા, અને બીજી પણ કેટલીક મંડલીઓના સભ્ય થયા. તેમના પિતાનો સંકલ્પ ચારુતરની તમાકુમાંથી 'ચીરૂટ' બનાવરાવવાનો હોવાથી તેમાં જાણ મેલવવા સન ૧૮૬૪-૫ માં મદ્રાસ-ટ્રિચીનાપોલી-આદિ સ્થલે પ્રવાસે જઈ આવ્યા. પછી રા. મનઃસુખરામ મુંબઈમાં હોવાથી કેટલોક સમય મુંબઇ રહ્યા. વિદ્યાભ્યાસ પૂર્ણ કરી પ્રવાસથી તેને પરિપૂર્ણ કરવાની અપેક્ષા છે, તે એપ્રમાણે તેમને સફલ થઈ. તેવામાં ગોંડલ સંસ્થાનમાં કોઇ યોગ્ય કારભારી જોઇતો હતો. તે પ્રસંગમાં રા. હરિદાસને પણ આમન્ત્રણ કરવામાં આવ્યું હતું.

ભાવનગર સંસ્થાનમાં ઠાકુરસાહેબ બાલ્યાવસ્થામાં હોવાથી તે રાજ્ય મિ. પર્સિવલ તથા રા. રા. ગૌરીશંકર ઉદયશંકર સહકારી થઇ ચલાવતા હતા. મિ. પર્સિવલના મનમાં રા. હરિદાસના કુટુંબવિષે અને તેમનાવિષે પણ ઉચ્ચ મત હતું. તેમના જેવા પ્રામાણિક ગૃહસ્થ, પોતે હતા તે રાજ્યમાં, હોય તો સારૂ એમ ઇચ્છી રા. હરિદાસને ત્યાંના એક ન્યાયાધીશના સ્થાને નીમ્યા. સન ૧૮૭૦ ના નવેંબરમાં રા. હરિદાસ ભાવનગર ગયા અને ત્યાં ઉત્તરોત્તર ઉચ્ચ પદ મેળવતા રહ્યા. મધ્યે સર. જસવતસિંહજીના વારાનું નામું તપાસવાનું કામ પણ તેમને સોંપવામાં આવ્યું હતું. તે વિકટ કામ એવી સારી રીતે કરયું કે તેથી સર્વ પક્ષને સારૂ લાગ્યું. રા. હરિદાસની શક્તિ, કુશલતા, પ્રામાણિકતા, એકમાગતા, નિષ્પક્ષપાત આદિ પ્રશંસનીય ગુણો આખા સુરાષ્ટ્ર (કાઠિઆવાડ)માં પ્રસિદ્ધ થયા.

વઢવાણના ઠાકુરસાહેબ દાજીરાજની બાલ્યાવસ્થામાં તે સંસ્થાનનું રાજ્ય ઈંગ્રેજ સરકારે વરણ (પસન) કરેલો અધિકારી ચલાવે એમ ઠરયું હતું. પોલિટિકલ એજન્ટ મિ. પીલની સૂચનાથી સન. ૧૮૭૬ ના માર્ચ માસમાં મુંબઇ સરકારે વઢવાણનો રાજ્યકારભાર તેમના ઉપર મૂકયો. ત્યાં પણ તેમણે એવો સારો સન્તોષ આપ્યો કે ત્યાંની પ્રજા અને રાજકુટુંબ પણ હજી તેમનું સ્મરણ કરી પ્રસન્ન થાયછે.

સન ૧૮૮૧ ના જુલાઇ માસમાં, ઠાકુર સાહેબ દાજીરાજને વઢવાણનું

રાજ્ય સ્વાધીન કરી, મુંબઇ સરકારે રા. હરિદાસને વાંકાનેર સંસ્થાનના કારભારી ઠરાવ્યા તેથી તેઓ ત્યાં ગયા. વાંકાનેરમાં પણ તેવાજ સૌમ્ય રાજ્યનીતિની વ્યવસ્થા ચલાવી. ત્યાંના રાજકુટુંબનો તેમજ ત્યાંની પ્રજાનો પણ વિશ્વાસ અને આશીર્વાદ એવો મેલવ્યો કે ૧૧ માસમાં રા. હરિદાસને ઇડર રાજ્યમાં જવાનું થયું ત્યારે આખા વાંકાનેર સંસ્થાને ખેદ દર્શાવ્યો.

ઇડરના મહારાજા શ્રી ૭ કેશરીસિંહજીને કર્ણે રા. રા. હરિદાસની યોગ્યતાની પ્રશંસા આવેલી તેઉપરથી સન ૧૮૮૨ ના જુલાઇ માસમાં તેમને પોતાના રાજ્યના પ્રધાનપદે આગ્રહથી યોજ્યા. ત્યાં પણ માત્ર ૧૪ માસ રહેવું થયું એટલામાં સન્તોષ આપી રાજા પ્રજાની મમતા બહુ મેલવી.

જુનાગઢરાજ્ય યોગ્ય ગૃહસ્થોથી થતા લાભને સમજી તેવાને રાજ્યમાં યોજવા પ્રથમથીજ પ્રયત્ન કરતું આવ્યુંછે. સુજ્ઞ ગોકુલજી ભાઇના વારામાંજ રા. હરિદાસને જુનાગઢમાં રાખવા સંકલ્પ થયો હતો. તે તા. ૧૨ સેપ્ટેંબર સન ૧૮૮૩ ને દિને સિદ્ધ થયો. ખુ. નવાબસાહેબ બહાદુરખાનજીએ રા. રા. હરિદાસને પોતાના રાજ્યના દિવાન નીમ્યા. કે જ્યાં તેઓ હાલ છે. ખુ. નવાબસાહેબના મામા અને વિશ્વાસુ વઝીર બહાવદીનભાઈનો તથા તેઓનો એકરાગ થતાં જુનાગઢ રાજ્યમાં કેવાં મહત્ કાર્યો થયાંછે અને થાયછે તે લખવા અત્ર સ્થલ નથી; તોપણ સુરાષ્ટ્રરાજ્યમાં રેલવે, સારા માર્ગ, નગરશોભા, વ્યાપાર-વૃદ્ધિ, રાજાપ્રજાનો પરસ્પર વિશ્વાસ, આદિ અનેક વ્યવસ્થાની વૃદ્ધિ એમના વારામાં એવી તો સન્તોષકારક થઇ છે કે તેની પ્રશંસા દેશ-પરદેશમાં થયાં જાયછે.

રા. હરિદાસ જેવામાં ભાવનગર હતા તેવામાં (સ. ૧૮૭૪ માં) ઇંગ્લંડમાં 'પાર્લિઍમેન્ટની ફિનાન્સ કમિટી' બેસવાનું ઠરયું હતું; તેમાં સાક્ષી દેવા મુંબઇ સરકારે તેમને જવાનું આમંત્રણ કરયું હતું. તેથી તેઓ ઇંગ્લંડ જવા સજ્જ થયા હતા. અન્તે તે કમિટી ન થઇ તેથી તેમને જવાનું પણ ન થયું.

રા. રા. હરિદાસે જે જે રાજ્યમાં કાર્યભાર લીધો તે તે રાજ્યમાં કૃષિકર્મ સુધારી આયમાં વૃદ્ધિ કરીછે; તે સાથે પ્રજાના લાભ અને સુખનાં સાધનો વધારી તેમની પ્રીતિ મેલવી છે. રાજ્યભક્તિથી તથા હિતકારિણી સત્યસૂચનાઓથી રાજ્યકર્તાઓની મમતા અને વિ-શ્વાસ તેમણે સંપાદન કર્યાંછે; તે એટલે સુધી કે પ્રથમ તે વેલા તો

હિતકારી પણ અપ્રિય રીતે કહેવાથી તેમને કદાપિ કટુ લાગ્યું હશે પણ અન્તે તેનું મૂલ્ય જાણી પાછલથી મહન્ત કાર્યોમાં વર્તવા પહેલાં તેમનું મત જાણવા બહુ ઇચ્છે છે. પ્રામાણિકતા, સ્વતંત્રતા, અને શક્તિથી તેમણે ઇંગ્રેજ સરકારના પોલિટિકલ એજન્ટોનાં ઉચ્ચ મત અને સત્કાર મેલવ્યાં છે. તેમની પ્રામાણિક નિષ્પક્ષપાતતા તો તેમની યુવાવસ્થાથીજ પ્રસિદ્ધ છે, અને તેમનો સ્વાર્થ હોય તેવા પ્રસંગમાં પણ સામા પક્ષવાળા તેમનો નિર્ણય સ્વીકારવા માન્ય કરેછે. એવું અનેક પ્રસંગે જાણ્યું છે.

રા. રા. હરિદાસે એક ઇંગ્રેજી ગ્રંથનું ગૂજરાતીમાં ભાષાન્તર કરેલું છે તે થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

રા. રા. હરિદાસભાઈમાંના,–સત્ય અને વચન પાળવાનો આગ્રહ, જાતે શ્રમ લેવાની શક્તિ, સબંધીજનોઉપરની મમતા, પીડામાં સહનશક્તિ, આશાને મર્યાદામાંજ રાખવાનો પ્રયત્ન, આડંબરનો અભાવ, ભ્રાતૃવત્સલતા, દૃઢતા, નિર્લોભતા, એકનિષ્ઠા, નિરભિમાન, એ આદિ જે પ્રદીપ્ત શુભ ગુણો છે તે અનુસરણીય છે.

---



રા. રા. વરજીવનદાસ માધવદાસ જે. પી.

# શેઠ વરજીવનદાસ માધવદાસ. જે. પી.

**જન્મભૂમિ.**—મુંબઈ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૮૭૩ ના માહાસુદ ૧૦ ઈ. સ. ૧૮૧૭.

**જ્ઞાતિ.**—કપોળ વાણીઆ.

તેઓએ પોતાની સ્વભાષાનો અભ્યાસ બાલ્યાવસ્થામાં ગૂજરાતી નિશાળમાં કર્યો હતો, અને પછી સમયાનુકૂળ થવાને મી. બોઝવેલની અંગ્રેજી સ્કૂલમાં, અને ડુંગરી કિલ્લામાંની રેજીમેંટલ સ્કૂલમાં અંગ્રેજી કેળવણી પણ તેઓએ સારી રીતે સંપાદન કીધી હતી. વલી પંકાયલા પ્રોફેસર હાર્કનેસ અત્રેના ટાઉનહાલમાં ઇતિહાસના ઉપયોગી વિષય ઉપર ભાષણો આપતા હતા, ત્યારે વધારે જ્ઞાન મેળવવાની ઇચ્છાથી તેઓ ત્યાં હાજર થઇ તેનો લાભ પણ લેતા હતા. ઇ. સ. ૧૮૩૯ માં શેઠ નરોતમદાસ સાથે તેઓ બીજા ભાઈઓથી જુદા પડ્યા. છતાં એ બંન્ને ભાઇઓમાં પરસ્પર સંપ અને પ્રીતિ એટલાં રહ્યાં, કે એ બાબતમાં તેમની તારીફ આજ દિવસસુધી પણ સાંભળવામાં આવેછે.

ઈ. સ. ૧૮૪૧ માં આપણી સરકારે જ્યુરીમાં બીરાજવાનું તેઓને માન આપ્યું. આ શિવાય તેઓ મુંબઇની રૉયલ એશિયાટિક સોસાઇટીના સભાસદ્ તરિકેનું તથા બોમ્બે નેટિવ ડિસ્પેન્સરીના એક ટ્રસ્ટી તથા ડિરેકટરનો હોદ્દો ધરાવે છે. સ્વર્ગવાસી શેઠ જગંનાથ શંકર શેઠના ધર્મના દવાખાનાના ટ્રસ્ટી છે; ઇ. સ. ૧૮૫૩ ના વર્ષમાં નામદાર મુંબઇ સરકારે તેમને જસ્ટીસ ઑફ ધી પીસની પદવી આપીછે; ઈ. સ. ૧૮૫૫ માં કપોળ વાણિયાની જ્ઞાતીમાં કંઇ મતફેરના કારણથી તડ પડ્યાં, તે વખ્તે તે ન્યાતના ચાર પંચમાઉંસ ભાગે તેઓને પોતાના શેઠ તરીકેનું માન આપ્યુંછે ને તે રીતે કામ કરવામાં તેમણે સર્વજ્ઞાતિ બંધુની પ્રીતિ નિષ્પક્ષપાત બુદ્ધિએ વર્તી પ્રાપ્ત કરીછે.

ઇ. સ. ૧૮૬૪ ના આગષ્ટ મહિના સુધી તેઓ તથા તેમના ભાઇ નરોત્તમદાસ વેપાર રોજગાર તથા લેહેણુ દેહણુ સંબંધી સઘળું કામકાજ એકમતથી કરતા; પણ પછી મુંબઇમાં જાણીતા અને માન પામેલા પારસી ગ્રહસ્થ શેઠ સોરાબજી શાપુરજી બંગાળી સી. આઇ. ઇ. ની સાથે ભાગમાં મી. ડબલ્યુ. એ. ગ્રેહામની કુંપનીના ગારંટી બ્રોકરનું કામ તેમણે કરવા માંડ્યું. ન્યાતનાં કાંઇ કારણનેલીધે તેમને પોતાના

વડિલ ભાઇ સાથે મતભેદ હતો, પણ પોતાના ભાઇ ઉપરના પ્રેમનેલીધે, તેમને તે ઘણો ખુચ્યા કરતો હોવાથી પ્રસંગ મળ્યે તે પતાવી દેવાને ઉત્સુક હતા; તેથી સન ૧૮૬૫ ની સાલમાં, જ્યારે પોતાની પુત્રીનાં લગ્ન ઘણા મોટા સમારંભથી કરવાનો શૂભ પ્રસંગ આવ્યો, ત્યારે તેમણે તે વાંધો પતાવી દેવાનો લાગ સાધ્યો, અને પોતાની જ્ઞાતિના લોકો પાસેથી "મારા તરફથી કોઇ યોગ્ય માગણી કરવામાં આવે તે માન્ય રાખવી" એમ આગળ બાંધણી કરી દીધી હતી તેનો ઉપયોગ આ કામમાં કરી વડીલભાઇ સાથેનો વાંધો પતાવી લીધો. પોતાના વડીલ ભાઇ શેઠ ગોપાળદાસને આખી જ્ઞાતિની શેઠાઇ સોંપીને કલેશ દૂર કીધો. ઈ. સ. ૧૮૭૩ માં પ્રથમ મ્યુનિસિપાલિટીનું નવું ધોરણ બંધાયું, ત્યારથી તે સને ૧૮૭૮ સુધી, તેઓને કારપોરેશનના કોટના વાર્ડ તરફથી સભાસદ તરિકે પસંદ કરવામાં આવ્યા હતા.

પોતાના તીર્થરૂપ પિતા માધવદાસ રૂઘનાથદાસનું નામ કાયમ રહે, એવા શૂભ હેતુથી, બહારકોટ કાવસજી પટેલના તળાવ આગળની લાલબાગ નામે જાણીતી જગા ઇ. સ. ૧૮૭૪ માં તેમણે પોતાના વડીલ ભાઇની સાથે મલી ખરીદ કીધી, અને તે હિંદુઓને સર્વ પ્રસંગે ઉપયોગમાં આવે, એવી સર્વ પ્રકારની યોજનાથી સુધારીને બંધાવી, અને ત્યારપછી ત્યાં પોરબંદરી પથ્થરનું એક શિખરબંધ દેવાલય બંધાવ્યું. એ ધર્મ ખાતાનું નામ માધવબાગ રાખવામાં આવ્યું. જ્યારે તે બાગ ખૂલ્લો મુકવામાં આવ્યો, ત્યારે તેમની જ્ઞાતિ તરફથી તેઓને તથા તેમના ભાઈ નરોત્તમદાસને શાલ પાઘડીનો શિરપાવ આપવામાં આવ્યો હતો.

એ માધવબાગ હિંદુઓને પ્રસંગે ઉપયોગમાં આવેછે, એટલુંજ નહીં પણ તેમાં મુંબઇ નિવાસી પ્રસિદ્ધ પંડિત શિઘ્ર કવિ ગટ્ટુલાલજી પ્રસંગે પ્રસંગે હિંદુધર્મ તથા શાસ્ત્રો સંબંધી ભાષણો આપેછે. એવા મહાન પંડિતનો સત્કાર કરવાના ઉત્તમ હેતુથી એક ફંડ તેઓની આગેવાની હેઠળ ઉભું કરવામાં આવ્યું હતું. જે એ સદ્‌ગૃહસ્થની મુખ્ય સહાયથી રૂપીઆ ૧૮૦૦૦ નું થયું હતું, એ ઉપરથી વિદ્વાનોને આશ્રય આપવામાં તેઓની ઉલટનું સહજ અનુમાન થઇ શકે છે. જેમ તેઓ વિદ્યા તરફ પ્રીતિ રાખેછે તેમ વિદ્યાએ પણ તેમને સંતોષ આપ્યોછે. ઇ. સ. ૧૮૭૭ માં તેઓને બોમ્બે યુનિવરસિટીના ફેલોની પદવી મળી છે. રાજપ્રિયતા પણ તેઓએ સારી સંપાદન કરેલીછે. મહારાણી "કૈસરેહિન્દ" થવાના પ્રસંગે તેઓને માનપત્ર મોકલવામાં પણ તેઓ અગ્રે-

સર હતા. તેમના ભાઇ શેઠ મૂળજીભાઇએ પોતાના અવસાન સમયે પરમાર્થ કામમાં ખર્ચવા સારૂ તેઓને જે અવેજ સોંપ્યો હતો, તે તે વેળાએ રૂપીયા ૨૦૦૦૦ નો હતો. એ રકમ ધારેલા કામ માટે પૂરતી નહીં હોવાથી કેટલાંક વર્ષસૂધી તેને ઉપયોગમાં લેવી મુલતવી રાખી સન ૧૮૭૮ સુધીમાં જ્યારે વ્યાજ તથા ભાડાંની પેદાસ વધીને તે રકમ રૂપીયા સાઠ હજારની થઈ, ત્યારે માધવબાગની સામેની જગા તેઓએ રૂપીયા ૩૦૦૦૦ સારૂ વેચાતી લીધી, અને ત્યાં એક ધર્મશાળા પોતાના ભાઇ શેઠ મૂળજીભાઈ માધવદાસના નામથી બંધાવી ખુલ્લી મૂકી. તેની બાંધણી તથા ગોઠવણ એવી કરવામાં આવી છે કે, સેંકડો નિરાશ્રિતો તેમાં સગવડ સાથે સુખચેનથી રહી શકે એ લોકોપયોગી ધર્મશાળા પ્રવાસી જનોને માટે ખુલ્લી મુકવામાં આવી તે પ્રસંગે હિંદુ મહાજનના આગેવાન ગ્રહસ્થોનો એક મોટો મેળાવડો થયો હતો; અને ત્યાં સ્વર્ગવાસી આનરેબલ શેઠ મોરારજી ગોકળદાસ સી. આઇ. ઈ. તથા બીજા સદ્‌ગ્રહસ્થોએ એ સ્થળની સ્તુતિ કરતાં હિંદુ ભાઇઓની મુંબઇ જેવાં શેહેરમાં એક અગત્યની ખુટ પુરી પાડવામાટે તેઓનો ઉપકાર માન્યો હતો. આ ધર્મશાળાનો ખર્ચ ચલાવવાને દરમાસે રૂપીયા ૧૫૦ ઉત્પન્ન થાય, એવી એક જગા મુંબઈમાં એલાયદી રાખવામાં આવી છે. વલી હિંદુઓનું પવિત્ર સ્થાન નાસિક જતાં યાત્રાળુઓને ઉતરવાને ઉપયોગમાં આવે, એવી એક ધર્મશાળા પણ આ ફંડમાંથી રૂપીયા ૫૦૦૦ માટે ખરીદ કરવામાં આવી છે.

ઈ. સ. ૧૮૭૮ ના વર્ષમાં તેઓને મુંબઈ બેંકના ડિરેક્ટર નિમવામાં આવ્યા. ઈ. સ. ૧૮૮૦ માં નામદાર મુંબઈ સરકારે તેઓને પોર્ટ ટ્રસ્ટી ઠરાવ્યા. એ વર્ષમાં મહાયાત્રા કરવાના વિચારથી તેઓએ પ્રયાગ, મથુરા, અયોદ્ધા, કાશી, કલકત્તા, અને પાછળથી નાથદ્વારા વિગેરે પવિત્ર સ્થળોએ પ્રવાસ કર્યો.

પુરાતન સંસ્કૃત ભાષાને ઉત્તેજન મળે એવી પોતાના મનમાં ઘણી હોંસ હોવાનેલીધે આ ગ્રહસ્થે પોતાના નામથી એક સ્કાલરશિપ સ્થાપન કરવાસારૂ મુંબઈ યુનિવરસિટીમાં રૂપિયા પાંચહજાર આપ્યા છે, તે એવી શરતે કે મુંબઈ યુનિવરસિટીની ફર્સ્ટ બી. એ. ની સંસ્કૃત પરિક્ષામાં જે વિદ્યાર્થી સૌથી સરસ ઉતરે તેને ઉપલી રકમનું વ્યાજ સ્કાલરશિપ તરીકે મળે; એ સ્કાલરશિપનું નામ “વરજીવનદાસ માધવદાસ સંસ્કૃત સ્કૉલરશિપ” રાખવામાં આવ્યું છે.

ઈ. સ. ૧૮૮૨ ના માર્ચ માસમાં તેઓના મોટા ભાઈ નરોતમ-

દાસનો સ્વર્ગવાસ થવાથી તેમના મજીયારામાં તેઓએ બીજાં જુદાં જુદાં ધર્મ ખાતાંમાં આશરે રૂપિયા ૩૦૦૦૦ આપ્યા. તથા તે ઉપરાંત પોતાના ભાઇની પાછળ રાશખાતામાંથી રૂપિયા ૨૫૦૦૦૦ હિંદુ વર્ણના નાચાર તથા અપંગ મનુષ્યોને માટે એક અન્નક્ષેત્ર માધવબાગમાં સ્થાપન કરવા પાછળ વાપર્યા. એ સિવાય આ ફંડમાં પોતાની બેહેન તથા ભાઇની પુત્રીનો અવેજ રૂપિયા પચીસ હજારનો છે; અને તે સુદ્ધાંત હાલ તે ફંડ રૂપિયા અધલાખનું છે, જેના વ્યાજમાંથી આ ધર્મખાતાનો ખર્ચ ચાલે છે, આ રીતે આ ગૃહસ્થ ઉદાર, વિદ્યાવર્ધક, તથા ધર્મ પરાયણ છે, અને સર્વદા પરોપકારમાં પરમભાવ રાખેછે એમની વૃત્તિ ઘણી શુદ્ધ તથા ભક્તિમાન છે, ને એમનું શુભચરિત્ર અતિ પવિત્ર ગુણોથી શોભીતું છે.

---

## ધી આનરેબલ સરદાર રાવબહાદુર બહેચરદાસ વિહારિદાસ દેશાઇ.

**જન્મ.**—સંવત્ ૧૯૦૦, તા. ૨૬ ફેબ્રુઆરી સન ૧૮૪૪.

**જન્મસ્થળ.**—નડિયાદ પાસે વસોમાં, જ્યાં તેમનું મોસાલ છે.

**જ્ઞાતિ.**—લેવા પાટીદાર.

એ ગૃહસ્થ નડિયાદના બહુ પ્રખ્યાત દેસાઈ વિહારિદાસ અજુભાઈના તૃતીય પુત્ર છે. તેમનું સ્થાનિક બીજું નામ 'માન સાહેબ' પણ છે.

નડિયાદમાં દેશીભાષાનો અભ્યાસ પૂર્ણ કરી તેમના જ્યેષ્ઠબાંધવ રા. હરિદાસ તથા મંગળદાસ સાથે તેમણે પણ ઇંગ્રેજી અભ્યાસ આરંભ્યો. નડિયાદમાં તેમના પિતાએ એક શિક્ષક અમદાવાદથી તેડાવી રાખેલ તેમની પાસે રા. હરિદાસ તથા રા. રણછોડભાઇએ તે વેળા ચાલતી 'મોરલ કલાસ બુક' સુધી અને રા. મંગળદાસ, મનઃસુખરામ સૂર્યરામ તથા બહેચરદાસે 'થર્ડરીડિંગ' સુધી અભ્યાસ કર્યો. અને પછી સન ૧૮૫૪ માં અભ્યાસ વધારવા બધા અમદાવાદ ગયા. થોડા સમય પછી મુખ્ય રા. બહેચરદાસના પિતાના જ આગ્રહથી નડિયાદમાં ઇંગ્રેજી સ્કુલ સ્થપાઈ, એટલે તેઓ પાછા નડિયાદ આવ્યા. ત્યાં સન ૧૮૫૭ સુધી અભ્યાસ ચાલુ રાખી કેટલુંક જ્ઞાન મેળવ્યું. પછી તેમના પિતાએ તેમને સંસારવ્યવહારના કામમાં પલોટવા માંડયા. પ્રત્યેક ગૃહકાર્યમાં તેઓને જાણ મલે એવા ઉદ્દેશથી ઉત્તરોત્તર સર્વ કામમાં તેમને યોજતા. સન ૧૮૬૩ માં તેઓને મુંબઇ મોકલ્યા હતા. તેવામાં મુંબઈમાં કેટલુંક વ્યાપારનું કામ પણ તેમણે કરેલું. તેઓની ઉદાર પ્રકૃતિ તેવામાંથી જ સ્પષ્ટ જણાતી હતી. સન ૧૮૬૭ માં આનંદ તાલુકાના 'લોકલ બોર્ડ'ના મેમ્બર તેમને નીમ્યા. તેમના કામથી સર્વને સન્તોષ થતાં તેમને પછી ઉત્તરોત્તર ઉચ્ચ પદવી મલતી ગઈ. હાલ તેઓ 'ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડ' ના 'વાઇસ પ્રેસિડેન્ટ' છે. સન ૧૮૭૦ માં નડિયાદની 'મ્યુનિસિપાલિટી' ના એક સભાસદ તેઓ નીમાયા. ત્યાંનું કામ એવું સારૂં ચાલતું હતું કે જ્યારે લાર્ડ રીપને સ્વરાજ્યની સ્થાપના કરી ત્યારે તેનો લાભ નડિયાદને પ્રથમ મલ્યો. અને રા. બહેચરદાસની યોગ્યતા, લોકહિતાર્થ પ્રયત્ન, તેમના ઉપર લોકની પ્રીતિ એઆદિ ગુણોનેલીધે સરકારે એમને નડિયાદ સ્વરાજ્યના અન્તે 'પ્રમુખ' નીમ્યા.

સન ૧૮૭૮ માં નડિયાદમાં "ખેતીવાડી કમિટી" સ્થપાઈ, તેમાં

પણ તેઓજ એક અગ્રણી હતા. કૃષિકર્મવિદ્યામાં તેમની બહુ કુશલતા હોવાથી તથા બહુ કલ્યાણકારી એ ઉત્તમ કાર્યથી દેશની ઉન્નતિ કરવાની તેમની તીવ્રા ઇચ્છાને લીધે તે કામમાં તેઓએ અમિત શ્રમ લીધોછે. અને તેનાં બહુ સારાં ફલ થયાં છે. સન ૧૮૮૩ થી તેના સંબંધમાં પ્રદર્શન થવા માંડયાંછે; વળી એક માસિકપત્ર પણ નીકલેછે અને બીજી રીતે પણ તેની વૃદ્ધિ થયાં જાયછે. એ ચારુતર દેશમાં, પાટીદારોના ઉદ્યોગથી કૃષિકર્મ ઉત્તમ પ્રકારે વર્ત્તે છે. તેમના પિતા વિહારિદાસનો એવો અભિપ્રાય હતો કે ત્યાં તમાકુ થાયછે તેનાં ચીરૂટ-આદિ બનાવાય તો તેમાંથી દેશને બહુ લાભ થાય; કારણ કે યુરોપના શ્રીમન્ત લોકોને તેનું વધારે વ્યસન થતું જાયછે. એ સંકલ્પને ક્રિયામાં લાવવા ગતાસુ દેશાઇજીએ પ્રયત્ન કર્યા હતા. રા. બહેચરદાસે તે ચાલુ રાખી નડિયાદની તમાકુના ચીરૂટ આદિ બનાવી પોતાના પિતાના સંકલ્પને ક્રિયામાં આણ્યોછે. તેમાં તેમણે તન, મન તથા ધન એ ત્રણેનો ઉપયોગ કરવામાં ન્યૂનતા રાખી નથી.

રા. રા. બહેચરદાસના સદુદ્યોગ, સરલ સ્વભાવ, લોકહિતબુદ્ધિ, નિરભિમાન આદિ ગુણોથી તેઓ જે જે સારા ગૃહસ્થના સંબંધમાં આવ્યાછે તે તે ગૃહસ્થનાં-પછી તે યૂરોપીયન હો કે દેશી હો-ઉચ્ચ મત તથા મમતા સંપાદન કર્યાવિના રહ્યા નથી. તેમનામાં યન્ત્રકલા સમજવાની અને કરવાની સ્વાભાવિક શક્તિ છે, તેથી તેમનું કલાકૌશલ્ય પણ સારૂં છે. પોતાના નમ્ર સ્વભાવથી રા. બહેચરદાસ તો પોતાનાં કૃત કાર્યને સ્વલ્પ ગણતા હતા અને તેમાંથી પ્રતિફલની તો સ્વપ્નમાં પણ આશા નહોતી કરી. પરન્તુ સુશીલ સ્વભાવની અને સત્કાર્યની વાસના પ્રસર્યાવિના રહેતી નથી. સરકારે પ્રસન્ન થઇને તેમને 'આનરેરી માજિસ્ટ્રેટ' નીમ્યા અને "રાવબહાદુર" ની પદવી આપી. ગયાજ વર્ષ (૧૮૮૮) માં તેમને આ મુંબઈપ્રાન્તની 'લેજિસ્લેટિવ કૌન્સીલ' ના સભાસદનું બહુમાનપ્રદ પદ આપ્યુંછે. આખા ગૂજરાતમાં જે માન કોઇક વારજ કોઇક ગૃહસ્થને મળેછે. ત્યાર પછી 'સરદાર' નું ઉચ્ચ પદ પણ તેમને આપવામાં આવ્યુંછે. તેમના પિતાના સહવાસમાં રહ્યાથી, તેમના કેટલાક સારા ગુણો ધી આનરેબલ રાવબહાદુર સરદાર. બહેચરદાસમાં સારી રીતે વૃદ્ધિ પામ્યાછે. પરિચિત કુટુંબોપર સ્નેહ મમતાભાવ, એકનિષ્ઠા, ઉપયોગી થવાની વૃત્તિ, ઉદારતા, જ્યેષ્ઠજન વા ગુરુજન ઉપર વિશ્વાસ અને ભક્તિભાવ, એકસંપ રાખવાની ઉત્કંઠા, શ્રમ સહિષ્ણુતા, એઆદિ તેમના ગુણો અનુસરણીય છે.

---



રા. બા. બેહેચરદાસ અંબાઈદાસ સી. એસ. આઈ.

## રા. બા. શેઠ બેચરદાસ અંબાઇદાસ સી. આઇ. ઈ.

**જન્મભૂમિ.**—અમદાબાદ.

**જન્મદિવસ.**—ઈ. સ. ૧૮૧૮.

**જ્ઞાતિ.**—કડવા કણબી.

રાવ બહાદુર શેઠ બેચરદાસ અંબાઇદાસે શરૂઆતમાં ગૂજરાતી કેળવણી ખાનગી શાળામાં, અને અંગ્રેજી કેળવણી કેપ્ટન ક્રોલીના હાથ નિચે લીધી હતી. કારણ તે વખતે સરકારી શાળાઓની હસ્તી નહોતી. તેઓ મરાઠી, હિંદુસ્તાની, ઊર્દુ અને સંસ્કૃત ભાષા પણ જાણેછે. તેમના પિતા શેઠ અંબાઈદાસ પુરૂષોત્તમદાસ પેશ્વા, ગાયકવાડ અને બ્રિટિશ સરકારના લશ્કરના અમલદારોને નાણાં ધીરવાનું કામ કરતા હતા, તેથી તેઓ લશ્કરીનું ઊપનામ પામ્યાછે. એમના પિતાના વેપારને લીધેજ શેઠ બેચરદાસે પોતાની મેળેજ ઉપર લખી ભાષાનું જ્ઞાન મેળવ્યું હતું. અમરેલી, રાજકોટ, ભૂજ, ડીસા વીગરેમાં એમના પિતાએ વેપાર કરેલોછે; તેમનું મૃત્યુ નેવુ વર્ષ દશમાસની લાંબી જીંદગી ભોગવી ઇ. સ. ૧૮૪૬ માં થયું. શેઠ અંબાઇદાસના વડાઊવાએ મુસલમાન સરકારની પવિત્રતાથી ચાકરી બજાવેલી, તેના બદલામાં તેમને હાથી એટલે હસ્તી (હાથી) ના જેવા બાહાદુર, એ ઇલકાબ સાથે બેગામ, વડસર અને ડીગોચા મળેલાંછે. શેઠ બેચરદાસ, પોતાની હિમત, ધીરજ, અને ખંતથી હાલની મોટી સ્થિતિએ પોહોંચેલા છે. ઈ. સ. ૧૮૩૫ થી ૧૮૪૫ સુધી મિલિટરી ખાતાની અંગ્રેજી કલાર્કની જગો તેમને મળી હતી. ઈ. સ. ૧૮૪૬ માં તેમના પિતાનું મૃત્યુ થવાથી આ નોકરી છોડી દેવી પડી, અને પોતાના પિતાના કાર્યમાં મન ઘાલવું પડ્યું. પંજાબની લડાઈના વખતમાં અને ઇ. સ. ૧૮૫૭ ના મોટા બળવાના વખતમાં એમણે કોન્ટ્રેકટર તરીકે ઘણી કિંમતી મદદ કરીછે, વળી અંગ્રેજ અને દેશી અમલદારોને નાણાં ધીરવાનું કામ બજાવ્યું, તે પછી મુંબઈમાં યુરોપિઅન પેઢિયોને નાણાં ધિરાવનાર દલાલ તરીકે કામ કરી કીર્તિ મેળવી, ત્યાર બાદ પોતાની પેઢીની શાખાઓ, 'નશીરાબાદ, ધોલેરા, વઢવાણ વિગેરે સ્થળોએ સ્થાપી રૂ. અનાજ વિગેરે બાહાર ગામ મોકલવાનો, તથા પરદેશથી ધાતુ કાપડ વિગરે માલ મંગાવવાનો વેપાર ચલાવતા, સિવાય પોતે અમદાવાદમાં કાપડ વણવાનું તથા કાતવાનું કારખાનું સ્થાપ્યું. જે હજુ પણ 'બેચરદાસ સ્પિનિંગ અને વીવીંગ મિલ્સ' તે નામે ઓળખાય છે.

તેમણે ૧,૫૦,૦૦૦ રૂપૈયાની સખાવત, ધર્મશાળા, દવાખાના અને સદાવર્તો સ્થાપી કરેલી છે એટલુંજ નહિ પણ સંસ્કૃત શાળા અને અમદાવાદ ફિમેલ ટ્રેનિંગ કોલેજની હયાતી પણ તેમની ઉદારતાનેજ આભારી છે. ઇ. સ. ૧૮૬૨ માં અમદાવાદ મ્યુનિસિપાલટીના કમીશનર તેમને નિમવામાં આવ્યા, અને ઈ. સ. ૧૮૬૬ ના અમદાવાદ જીલ્લાની લોકલ ફંડ કમીટીના સભાસદ નિમાયા. ઈ. સ. ૧૮૬૮ માં તેમને ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટની સત્તા આપવામાં આવી હતી. ઈ. સ. ૧૮૭૩ માં તેમને હિંદુસ્તાનના ગવર્નર જનરલ તરફથી રાવ બાહાદુરનો ઇલકાબ મળ્યો, અને મુંબઈ સરકારને બાળહત્યાનો નિષેધ કરવાના કામમાં તેમણે આપેલી મદદના બદલામાં, એક સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૭૫ માં મુંબઇની લેજીસ્લેટીવ કાઊન્સીલના મેમ્બર તરીકે મુંબઈ સરકારે નિમ્યા. અને ત્યારબાદ કૃપાલુ મહારાણી કૈસરેહિંદ તરફથી “ઓર્ડર ઓફ ધી કમપેનિયન ઓફ સ્ટાર ઓફ ઇંડિઆ” નો માનવંતો ખીતાબ મળ્યો, તેજ વર્ષમાં તેઓ મુંબઇ યુનિવર્સિટીના ફેલો, અને સેનેટની કમીટીના મેમ્બર તરિકે નિમાયા. એ ઉપરાંત મુંબઇના ગવર્નરે તેમને મુંબઇના પોર્ટટ્રસ્ટના એક સભાસદ નિમીને માન આપ્યું. ઈ. સ. ૧૮૭૭ માં હિંદુસ્તાનના વાઈસરાય યાને ગવર્નરજનરલ લાર્ડલિટને માહારાણી કૈસરહિંદ થયાં તેની યાદગિરીમાં દિલ્હીના મોટા મેળાવડા વખતે રૂપાનો ચાંદ બક્ષીસ કર્યો હતો. સને ૧૮૭૮ થી તે હાલ સુધીમાં તેમણે પ્રજા લાભનાં કામોમાં અને તેવાંજ બીજાં કામોમાં સારો ભાગ લઈ બનતું કર્યું છે. આ ગૃહસ્થ ઉત્તર હિંદુસ્તાનમાં પોતાના કુટુંબ સાથે, હરિદ્વાર, અમૃતસર, લાહોર, કોટકાંગ્રા, પાણીપત વિગેરે પવિત્ર અને ઇતિહાસિક પ્રખ્યાત થએલી જગાઓની ભેટ લીધી છે, અને દક્ષિણમાં કચ્છ કાઠિઆવાડમાં પણ મુસાફરી કરેલી છે.

તેઓ દેશી અને યુરોપિઅન ગૃહસ્થોમાં ઘણી પ્રખ્યાતિ પામેલાછે, અને તેને માટે તેઓ પોતાનો ઊંચો મત ધરાવેછે.

---



રાવ બા. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ.

## રા. રા. રણછોડલાલ છોટાલાલ. સી० આઈ० ઈ०

**જન્મભૂમિ.**—અમદાવાદ.

**જન્મદિવસ.**—ઇસ્વિસન ૧૮૨૩.

**જ્ઞાતિ.**—સાઠોદરા નાગર.

તેઓએ પોતાની સ્વભાષા ઉપરાંત ફારસી ભાષાનો થોડો ઘણો અભ્યાસ કર્યો હતો, તથા તે વખતમાં ઇંગ્રેજી સ્કૂલો અમદાવાદમાં નહિ હોવાથી તેમણે ખાંનગી રીતે તે ભાષાનો અભ્યાસ પણ કર્યો હતો, સંસ્કૃત અને મરાઠીનો પણ તેમને કાંઇક પરિચય છે. વિશ વર્ષની ઉમ્મરે પહોંચ્યા પછી લગભગ બાર વર્ષ સુધી તેઓએ સરકારી નોકરી કરી હતી.

સ્વદેશમાં ઉદ્યોગ અને હુંનર વધારવાની તેઓની અત્યંત અભિલાષા હોવાથી તેઓએ સરકારી નોકર છતાં સુતર કાંતવા તથા વણવાનું કારખાનું ઉભું કરવા માટે વિલાયતથી કેટલીક હકિકત મેળવી, તે વર્ત્તમાનપત્ર દ્વારા પ્રકટ કરાવી. અમદાવાદના શેઠીઆઓને તેવું કામ માથે લેવા તેમણે સમજાવ્યા, પણ તેઓએ કાંઈ લક્ષ ન આપવાથી સને ૧૮૫૨ માં ભરૂચમાં મી. લાંડન સાહેબને મળી પેહલવહેલું કારખાનું તેમણે ઉભું કરાવ્યું. ત્યાર પછી તેનું અનુકરણ મુંબઇમાં પણ તુરતજ થયું. છેવટે સને ૧૮૫૯ માં પોતાના મિત્રોની સહાયથી અમદાવાદમાં એક કારખાનું પોતે સ્થાપ્યું. એ કારખાનાનો વેપાર એટલી સારી રીતે ચાલ્યો અને ચાલેછે કે શેર હોલ્ડરોને સારો નફો થવા ઉપરાંત ઘણાખરા શેર આજે રણછોડભાઈ પોતેજ ખરીદ કરી લઈ કારખાનાના લગભગ સ્વતંત્ર માલીક થઈ શકયા છે; તેમ એજ કારખાનાને પણ ઘણું વિસ્તારી શકયા છે.

તેઓએ અમદાવાદમાં પોતા તરફથી એક દવાશાળા રૂપીઆ ચાળિસહજાર ખર્ચીને સ્થાપી છે, અને તેમાં દરસાલ સારી રકમ બક્ષીસ આપતા રહેછે. વળી તેમણે એક "નિરાશ્રિતાશ્રમ" બંધાવેલું છે, તેમાં આશરે ત્રીશ માણસ નિરાશ્રિત તથા અપંગ રહેછે.

તે પછી થોડા સમયમાં તેઓએ સ્ત્રીઓ માટેનું એલાહેદું દવાખાનું ઉઘાડવાને રૂપીઆ વીશહજારને ખર્ચે મકાન બંધાવવા માંડયું છે, તથા તેમાટે સ્ત્રી તબીબ રાખવા ગોઠવણ કરી છે. આવાં ઉદાર ધર્મ-

કૃત્યો ઉપરાંત તેમણે ગૂજરાત કૉલેજ, પ્રાર્થનાસમાજ, ગૂજરાત વર્નાકયુલર સોસાયટી વગેરેમાં યોગ્ય મદદ આપી, પોતાના ઉપાર્જિતને સફલ કરી ધન્યયશઃ પ્રાપ્તિ કરી છે.

તેઓને અમદાવાદની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક આપ્યા પછી મુનિસિપાલિટીના પ્રેસીડેન્ટ ઠરાવ્યા હતા; તે કામમાં તેઓએ પ્રજાહિત કામો કરી સુયશ સંપાદન કર્યો, અને એ સમયમાં "રાવ બહાદુર" નો ખિતાબ તેઓ પામ્યા. ઈ. સ. ૧૮૮૬ ની સાલમાં મુંબઈના નામદાર ગવર્નરસાહેબના અનૂમતથી હિંદુસ્તાનની સરકારે તેમને સી. આઈ. ઈ. નો ખિતાબ પણ એનાયત કરી લોકપ્રિયતાને રાજ્યપ્રિયતાથી શોભાવી.

---

# રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

**જન્મ.**—સંવત્ ૧૮૯૬ ના વૈશાખ વદિ ૮ શનિવાર તા૦ ૯ મી મે સન ૧૮૪૦ ને દિને નડિયાદમાં થયો.

**જ્ઞાતિ.**—વૃદ્ધનગર (વડનગરા) નાગર બ્રાહ્મણ.

**વેદાદિ.**—વેદ-સામ, શાખા-કૌથુમિ, ત્રિપ્રવર-આમહીયવ, અંગિરસ, તથા ઔક્ષર, ગોત્ર-શાર્કવ, શર્મ-ભવ.

તેમનાં માતાનું નામ ઉમેદકુંવર અને પિતાનું નામ સૂર્યરામ શિવરામ ત્રિપાઠી.

માત્ર આઠ માસનું વય થતાં પિતાની સદ્ગતિ થઇ તેથી તેમનાં માતાજી અને રાજકુંવર નામે માશીની છાયામાં તેમનું ઉછરવું થયું. ગામઠી નિશાલે ભણી રહ્યા પછી તેવામાં નવી ઉઘડેલી સરકારી નિશાલે તેમને બેસાર્યા. પણ શરીર સારૂં ન રહ્યાથી તે નિશાલ અનુકૂલ ન આવી એમ માની બે ત્રણ માસમાં ઉઠાડી લેવામાં આવ્યા. પુરુષ સગામાં પંડ્યા કૃપાદત્ત રામદત્ત નામે તેમના મામા હતા, તેઓ તેમના કુટુંબની અને તેમની સંભાળ રાખતા હતા. સંસારવ્યવહારમાં પડવાનો અનુભવ મેળવાવવા પ્રથમ થોડાં થોડાં નાણાં ધીરવાનો વ્યાપાર તેમને કરાવવા માંડયો. અને શેષ સમયમાં નામું શીખવા વ્યાપારીની પેઢીમાં મૂકવામાં આવ્યા. તે સમયે બ્રાહ્મણનાં કર્મ શીખવાનું પણ થોડું થોડું ચાલતું. પોતાની નિર્ધન અને નિરાધાર અવસ્થા કંઇક સમજતાં સ્વાભાવિક એમ વૃત્તિ થઇ કે કંઇક વિદ્યાભ્યાસ કરાય તો સારૂં. તે સન્નિધિમાં યાજ્ઞિક હીરાલાલ ઉમયાશંકરનું અમદાવાદથી નડિઆદ આવવું થયું. તેમને ભણેલા અને વધારે જાણતા જોઇ વિદ્યા ઉપાસવાપર તીવ્રપ્રીતિ થઇ. સોલેક વર્ષનું વય થયેલું એટલે ગુજરાતી નિશાલથી આરંભ કરવો એ તેમનાં સંબંધીને ઉચિત ન લાગ્યું. પણ પૃચ્છા કરતાં જણાયું કે નડિયાદના પ્રસિદ્ધ દેશાઇ વિહારિદાસ અજુભાઈને ત્યાં તેમના પુત્રોને શીખવવાસારૂ કોઈ 'માસ્તર' આવ્યા છે અને તે બીજાને પણ શીખવે છે. તેથી ત્યાં જઇ ગુજરાતી અને અંગ્રેજી ઉભયનો સાથેજ આરંભ કરવો એમ ઉપરિજનોની આજ્ઞા મેળવી. આપણા પ્રખ્યાત ગ્રંથકર્તા રા. રા. રણછોડભાઇ ઉદયરામના અને તેમના સમાગમનો પ્રથમારંભ અત્રથી છે. રા. રા. રણછોડભાઇ

પોતે સુશિક્ષિત હતા. તેમણે પ્રેમપૂર્વક શીખવવા માંડયું. પણ નવી રીત પ્રમાણે ગુણાકારસુધી પણ ન આવડે, અને વ્યાકરણનું તો નામજ પ્રથમ ત્યાં સાંભળ્યું એટલે કોઇ પ્રકારે અધિકારિત્વ ન હોવાથી, ઉદ્યોગ કર્યા છતાં પણ અભ્યાસમાં યથેચ્છ વૃદ્ધિ ન થવા માંડી. તોપણ અનુસંધાન ચાલું રાખ્યું. વિદ્યાપ્રિય દેશાઇજીએ પોતાના પુત્રો રા. રા. હરિદાસને, રા. મંગલદાસને, તથા (અહુણાં) ધી આનરેબલ સરદાર રાવબહાદુર બહેચરદાસને નામે પ્રસિદ્ધ છે તેમને, અધિક અભ્યાસસારૂ અમદાવાદ મોકલ્યા. તેમની સાથે રા. મનઃસુખરામનું પણ જવું થયું. સન ૧૮૫૭ માં સાંકડી શેરીમાં એક સારૂં ગૃહ રાખી સર્વ ભેળા રહ્યા. રા. રા. મોતીલાલ લાલભાઇ, છોટાલાલ સેવકરામ, અંબાલાલ સાકરલાલ અને ત્ર્યંબકરાય વ્રજરાય આદિ સાથેના સંબંધનો પ્રારંભ અત્રથી છે. અમદાવાદમાં રા. રા. પ્રાણનારાયણ માસ્તરનો પણ સહવાસ થયો. વર્ષેક દિવસ અમદાવાદમાં ગાળ્યો ત્યાં ખેડામાં અંગ્રેજી નિશાલ સ્થપાઇ, એટલે તે પાસે હોવાથી નડિયાદવાસી બધા ત્યાં ગયા. વળી થોડાક માસ પછી નડિયાદમાં પણ અંગ્રેજી નિશાલ આરંભાઇ એટલે બધા પાછા નડિયાદ ગયા. અહિંયાં રા. મણિભાઇ આદિનો સંયોગ થયો. નડિયાદમાં અભ્યાસ પુરો થયે પાછું સન ૧૮૬૦ માં સર્વેનું અમદાવાદ જવું થયું. સર્વ સહાધ્યાયીઓમાં શીલવ્યસન શુભ હોવાથી અને પરસ્પર સ્નેહભાવ વધવાથી એક મિત્રમંડલ રૂપે તે સર્વ ઓળખાવા લાગ્યા. ત્યાં મિ. કર્ટિસ આદિ નીચે અભ્યાસ ચાલ્યો. સન ૧૮૬૧ ના વર્ષમાં 'એલ્ફીન્સ્ટન કૉલેજ' ની પરીક્ષા થઇ તેમાં અમદાવાદથી સદ્ગત મોતીલાલ રામપ્રસાદ, રા. રા. હિંમતલાલ ધીરજરામ તથા મનઃસુખરામ પસાર થયા. મનઃસુખરામના સમીપના સંબંધી પૈત્ર્ય કાકા માધવરામ ધીરજરામની મુંબઈમાં પેઢી હોવાથી મુંબઇ રહેવું અનુકૂલ હોવાનેલીધે કાલેજમાં અભ્યાસ વધારવા સંવત્ ૧૯૧૭ ના જ્યેષ્ઠ સુદિ ૧૦ મંગલ તા. ૧૭ જુન સન ૧૮૬૧ ને દિને મુંબઈ આવ્યા. ડાક્ટર હાર્કનેસ આદિના વારામાં ત્યાં અભ્યાસ કર્યો. વર્ષ દોઢ બે અભ્યાસ ચાલતાં આંખે ગરમી ચઢી આવ્યાથી અને બીજાં કેટલાંક કારણથી અભ્યાસ મૂકવો પડયો. સન ૧૮૬૩ માં ત્રિ. માધવરામાદિની ઇચ્છાનુસાર તેમની પેઢીના કાર્યમાં લક્ષ આપવા અગત્ય પડી. વ્યાપારના કામમાં પડતાં તે 'શેરસટા' નો સમય હતો તેથી અનાયાસે ધનની સારી પ્રાપ્તિ થઇ. વિદ્યાનું વ્યસન પરિપૂર્ણ હોવાનેલીધે વ્યાપાર સાથે વિદ્યાભ્યાસ પણ ચાલતો રહ્યો. સન ૧૮૬૬-૭ માં જુનાગઢના દીવાન સુજ્ઞ ગોકુલજી ઝાલાનું મુંબઈ આગમન થતાં તેમનો સમાગમ થયો. આ

સમયથી મનઃસુખરામને રાજ્યસંબંધનો આરંભ થયો. તેઓને બહુ રાજ્યો સાથે સંબંધ છે, પણ મુખ્ય જુનાગઢ, કચ્છ, તથા ઇડર રાજ્યના મુંબઈમાં તે એક પ્રતિનિધિ છે. 'શેરસટા' સમયે મુંબઇમાં લક્ષ્મીની ભરતી આવી હતી તેનો લાભ લઇ, ધી આનરેબલ કીન્લાક ફાર્બસની સહાયતાથી, ગુજરાતી ભાષાના ઉત્તેજનસારૂ એક સભા સ્થાપવા પ્રયત્ન કર્યું. તેનું ફલ 'ફાર્બસ ગુજરાતી સભા' છે. જેના સંગ્રહમાં માત્ર સુરાષ્ટ્રના રાજાઓનાંજ નાણાં આવી શકયાંછે.

રા. રા. રણછોડભાઈ સાથે તેમને સહવાસ તથા સ્નેહમમતા બહુ વધ્યાં હતાં. તે ઉભયે ગુજરાતી લખવાનો અભ્યાસ પણ આરંભ્યો.

પ્રથમ 'વિવિધોપદેશ' નામે પદ્યનો લઘુસંગ્રહ પ્રસિદ્ધ થયો. તેમાં રા. રણછોડભાઇ તથા રા. મનઃસુખરામ ઉભયના લેખ છે. પછી 'બુદ્ધિપ્રકાશ'માં કેટલાક વિષયો લખવા માંડયા. મુંબઈ આવ્યા પછી 'બુદ્ધિવર્ધક' 'સ્વદેશ વત્સલ' આદિ માસિક પત્રોમાં રા. મનઃસુખરામે અનેક વિષયો લખેલા છે. તેમનાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોઃ—મણિરત્નમાલા, ઉત્તરજયકુમારી, વિપત્તિવિષે નિબંધ, દેશીરાજ્ય અને મનુસ્મૃતિમાંનો રાજ્યનીતિસાર, અસ્તોદય તથા નલદમયન્તી, ફાર્બસ જીવનચરિત્ર, વિચારસાગર, કરશનદાસ તથા તત્સંબંધી વિચાર, અને સુજ્ઞ ગોકુલજી ઝાલા તથા વેદાન્ત–છે.

'એમણે ગુજરાતી ભાષાને સ્વાભાવિક કરવા તથા ઉચ્ચ શૈલી ઉપર લઈ જવામાટે, તેનો વર્ણસંકર ભાવ દૂર કરી શુદ્ધ કરવાનો તથા સંસ્કાર આપવાનો જે શુભારંભ કર્યો છે, તેનાં ફલ એમને સંતોષ પમાડે તેવી રીતે પ્રત્યક્ષ છે. વિચારની પ્રૌઢતા અને ભાષાની વિશુદ્ધિમાટે એમના લેખ પ્રસિદ્ધ છે.'

તેમના સંબંધમાં આવનારને જણાય છે કે, તેમને **શ્રીરામ**ના અનુપમ વિશુદ્ધ ચરિત ઉપર અતિ પ્રીતિ હોવાથી, શ્રી વાલ્મીકિકૃત રામાયણનું ગુજરાતીમાં પદ્યાત્મક પ્રત્યયાન્તર–( ભાષાંતર ) કરવામાં અહુણાં તેઓ પોતાનો કાલક્ષેપ કરવામાં સુભાગ્ય માને છે. પ્રવૃત્તિમાર્ગમાં ગૃહસ્થરૂપે સદ્ગુણમૂર્તિ **રામ** તથા નિવૃત્તિ માર્ગમાં મહાત્મા **શંકરાચાર્ય** એ બે તેમની પૂજ્ય પ્રતિમાઓ છે. એસંબંધી ચર્ચામાં તેમને જે આનંદ થાયછે તેમાં તેમને અધિક અભિરુચિ દેખાય છે. હવે તેઓ અર્ધ દિવસ નિવૃત્તિનાં **રામ** આદિનાં કર્તવ્યોમાં સદ્વ્યય કરેછે, અને અર્ધ દિવસ પ્રવૃત્તિનાં રાજ્યકર્મમાં ગાલે છે.

'મુંબઇની યુનીવર્સિટીના ફેલો,' સરકારના 'જસ્ટિસ આવ ધી પીસ' આદિ માનઉપાધિઓ તેમને છે; અને કેટલાંક ધર્માર્થ કાર્યના તેઓ મંત્રી આદિ પણ છે.'

'એમનું જીવિત સર્વથા ઘણી ઘણી રીતે માનનીય તથા અનુકરણીય છે. બાલ્યાવસ્થામાં પદ્ધતિપુરઃસર બહુ શિક્ષણ પ્રાપ્ત ન થયા છતાં પણ નિરંતર ઉદ્યોગ અને મનનને લીધે આજે તેઓ પ્રથમ પંક્તિના ગૂજરાતી વિદ્વાનોમાં મુખ્યછે. ઉત્તમ પ્રકારની બ્રહ્મનિષ્ઠતાથી જે પ્રેમમય આત્મભાવ ઉદય પામેછે, તેનો સંપૂર્ણ આવિર્ભાવ એ ગૃહસ્થના ચરિતમાં અનુપદ જણાયછે; ને તેની સૌમ્યતા સર્વનો પ્રેમ આકર્ષે તેવી છે.'

---



રા. બા. મોતીલાલ લાલભાઈ.

# રા. રા. મોતીલાલ લાલભાઈ.

## કચ્છરાજ્યના પ્રધાન. (કચ્છના દીવાન.)

**જન્મ.**—સંવત્ ૧૮૯૮ ના વૈશાખ સુદિ ૧૦ તા. ૧૯ મે સન ૧૮૪૨ ને દિને માધ્યાન્હસમયે અમદાવાદમાં થયો.

**જ્ઞાતિ.**—સાઠોદરા નાગરબ્રાહ્મણ.

**ગોત્રાદિ.**—ગાલ્વસગોત્ર, નાગદત્ત શર્મ, ઋગ્વેદ શાંખાયિની શાખા. એમની માતાનું નામ યમુનાબાઈ અને પિતાનું નામ લાલભાઈ બાલાભાઈ.

બાલપણુમાં ગામઠી નિશાળે ભણી રહેથી પછી સરકારી નિશાળે મૂકવામાં આવ્યા. ત્યાં અભ્યાસ પૂર્ણ થયે સન ૧૮૫૪ ના આરંભમાંજ અમદાવાદની "ઇંગ્રેજી સ્કુલ" માં જવું થયું. ત્યાં સન ૧૮૫૮ ના જુન માસસુધીમાં અભ્યાસ પૂર્ણ કર્યો. તેવામાં પ્રવીણ વિદ્યાર્થીઓને "માનિટર" (શિક્ષક) કરતા, તેમ તેમને પણ કરવામાં આવ્યા હતા. તેમના ગુજરાતી તેમજ ઇંગ્રેજી અક્ષર બહુ સુંદર આવતા હતા તેથી લેખકનું કામ પણ તેમને આપવામાં આવતું.

પ્રથમ એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની, પછી ડેપ્યુટી સર્જન જનરલની આફિસમાં લેખક (કલાર્ક) ની જગોથી ઉપાર્જન કરવાસારૂ જગત્માં પ્રવેશ થયો.

તેવામાં 'એલ્ફિન્સ્ટન કૉલેજ' માં પ્રવેશ મળવાની પરીક્ષા અમદાવાદમાં થતી. તેના પરીક્ષક મિ. પીલ હતા. તેમની સાથે પરિચય થતાં તેઓ સન ૧૮૫૯ માં ભાવનગરરાજ્યના કોઇ કામના 'કમિશનર' ઠર્યા ત્યારે તેમણે પોતાના ઇંગ્રેજી કલાર્કની જગા રા. મોતીલાલને આપી. ત્યાં થોડા સમયસુધી રહ્યા. પછી અમદાવાદની 'કલેકટર આફિસ' માં કેટલીક જગો નીકળી તેસારૂ પરીક્ષા થઈ. તેમાં ઉંચે આવતાં તેમને ત્યાં જગો મળી. ત્યાર પછી જજ્જસાહેબની આફિસમાં એક જગો ખાલી થતાં તે પૂરવા પરીક્ષા લીધી. તેમાં

રા. મોતીલાલ સર્વોપરી નીકળતાં સન ૧૮૬૦ ના ડિસેંબરમાં જજ્જ-આફિસમાં તે નિયમાયા. સન ૧૮૬૨ માં અમદાવાદમાં "લા કલાસ" ઉઘડી તેમાં અભ્યાસ કરવા પણ સામીલ થયા. સન ૧૮૬૩ ના જુન માસમાં ખેડાના સીનીયર અસિસ્ટન્ટ જજ્જની આફિસમાં "હેડ કલાર્ક" ની જગો તેમને આપી. "લા કલાસ" માં જેમણે અભ્યાસ કરેલો તેમનેસારૂ પરીક્ષાનાં પ્રશ્નો મુંબઈથી આવ્યાં હતાં. તે પરીક્ષામાં રા. રા. મોતીલાલ, અંબાલાલ, અને મણિભાઇ સારી રીતે પાસ થયાથી બહુ પ્રસન્ન થઇ, તે ત્રણને મુંબઇની 'લા કલાસ' માં અભ્યાસ વધારવામાટે સ્કાલરશિપ આપી મોકલવા મુંબઈ પ્રાન્તના 'ડિરેકટર આવ પબ્લિક ઈન્સ્ટ્રકશને' ઠરાવ કર્યો. તેનો લાભ લઇ રા. અંબાલાલ કૉલેજમાં અભ્યાસ કરવા ગયા. પરન્તુ કેટલીક પ્રતિકુળતાનેલીધે રા. મોતીલાલે તથા મણિભાઇએ એ લાભ લેવાયો નહિ.

પછી સન ૧૮૬૫ માં અમદાવાદમાં જજ્જસાહેબના હેડ કલાર્કની જગો રા. મોતીલાલને મળી. સન ૧૮૬૬ માં મુનસફ (ન્યાયાધીશ) ની પરીક્ષામાં પાસ થયા અને ૧૮૬૭ ના ફેબ્રુઆરી માસમાં ખેડાના ન્યાયાધીશની જગો તેમને આપી.

સન ૧૮૬૯ માં નડિયાદના "સબાર્ડિનેટ જજ્જ" (ઉપ-ન્યાયાધીશ) ના સ્થાને તેઓનું આવવું થયું. ત્યાં સન ૧૮૭૩ સુધી રહ્યા અને પછી બોરસદ ન્યાયાધીશ થયા. ત્યાંથી સન ૧૮૭૬ માં કચ્છના ઉપપ્રધાન (નાયબદીવાન) ની જગોએ તેમને તેડાવ્યા. ત્યાંથી પાછા આવતાં સન ૧૮૭૮ માં જંબુસરના સબજજ્જને સ્થાને તેઓ નીમાયા.

'બ્રિટિશ ગારન્ટી'વાળા ગ્રાસીઆ અને વડોદરા રાજ્ય વચ્ચેના વિવાદનો નિર્ણય કરવા મિ. જેશુઆ કિંગ નામે ગૃહસ્થને કમિશનર ઠરાવ્યા હતા. રા. મોતીલાલે બોરશદમાં ગ્રાસીઆના સંબંધના એક કઠિન કામનો બહુ ન્યાયી નિર્ણય કર્યો હતો તે મિ. કિંગના જોયામાં આવ્યો હતો તેથી બહુ પ્રસન્ન થયા હતા. તેમણે મુંબઇ સરકારમાં લખી રા. રા. મોતીલાલની માગણી કરી. તદનુસાર મુંબઇ સરકારે તેમને ગ્રાસીઆના પ્રતિનિધિરૂપે નીમ્યા. ત્યાં સન ૧૮૮૪ સુધી તેમનું રેહેવું થયું.

તે પછી અમદાવાદમાંજ ફર્સ્ટ કલાસ ફર્સ્ટ ગ્રેડ સબ-જજ્જ (પ્રથમ

વર્ગના ઉપન્યાયાધીશ) ની પદવી તેમને મળી. ત્યાંથી આમદાવાદની "સ્માલકાઝ કોર્ટના જજ્જ" ની જગોપર પણ નિમણુક થઈ હતી.

એ સંધિમાં દીવાનબહાદુર મણિભાઇ કચ્છથી વડોદરા રાજ્યમાં આવતાં કચ્છરાજ્યના પ્રધાન સ્થાને કોઇ બહુ પ્રકારે યોગ્ય ગૃહસ્થને રાખવા કચ્છાધિપતિ મહારાવ શ્રી ૭ ખેંગારજી સવાઇબહાદુરની તીવ્ર ઇચ્છા હતી. તદનુસાર રા. રા. મોતીલાલના ઉપર દૃષ્ટિ થતાં રૂ. ૧૫૦૦) નો પગાર કરી તેમને પ્રધાનપદ આપ્યું.

રા. રા. મોતીલાલજીનું ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું સારૂં છે. તેમની ન્યાયબુદ્ધિ, બહુ વિષયોમાં કુશલતા, પ્રામાણિકતા, નિષ્પક્ષપાતતા, સરલ સ્વભાવ, એકમાર્ગતા આદિ શુભગુણોનેલીધે તેઓ જે જે યૂરોપીયન કે દેશી ગૃહસ્થોના પરિચયમાં આવ્યા છે તેઓએ બહુ ઉચ્ચ મત દર્શાવ્યાં છે. તેમને આડંબર અને સંભ્રમ ગમતો નથી.

દેશી નિશાળે બેઠા ત્યાંથી તેઓનો અને રા. રા. છોટાલાલ સેવકરામનો સંયોગ થયેલો છે, કારણ કે તેઓ એકજ શેરીના વાસી છે. ઇંગ્રેજી નિશાળમાં પ્રથમ તેમનો અને રા. રા. અંબાલાલ સાકરલાલનો તથા પછી રા. રા. મનઃસુખરામ સૂર્યરામ, રણછોડભાઈ ઉદયરામ, હરિદાસ વિહારિદાસ, બહેચરદાસ વિહારિદાસ, મંગલદાસ વિહારિદાસ, હિંમતલાલ ધીરજરામ તથા ત્ર્યંબકરાય વ્રજરાય આદિનો સમાગમ થયો; અને " લા કલાસ " માંથી દીવાનબહાદુર મણિભાઇ જસભાઈ તથા રા. રા. વીરપ્રસાદ તાપીપ્રસાદનો સંબંધ થયો.

ઈશ્વરના અનુગ્રહથી એ મંડળના સર્વ અંગીઓ સ્પૃહણીય પદ પામી સારી સ્થિતિમાં છે, અને ભાગ્યશાલી ગણાય છે. આ સંભવથી બહુ ઉપદેશ સૂચિત થાયછે. પરન્તુ તે લખવા અત્ર સ્થલ નથી.

રા. રા. મોતીલાલના પૂર્વજો બહુ પ્રતાપી હતા. તેમાંના શંકરદાસ નામે એક ગૃહસ્થ સંવત્ સત્તરના શતકમાં થયાછે. તે ફારશી જુબાનમાં એવા પ્રવીણ હતા કે ગુજરાતના સુબાને જ્યારે દિલ્હીના બાદશાહ ઉપર ખરીતો મોકલવો હોય ત્યારે તેમની પાસેજ લખાવતા. તેમના લેખથી આકર્ષાઈ બાદશાહે તેમને દિલ્લી તેડાવ્યા અને ત્યાં વજીર પાસે મુખ્ય મુત્સદ્દી કરી રાખ્યા. સારો ભાગ્યોદય થયાપછી પાછા સ્વદેશ

આવ્યા. તેવામાં તેમની સંપત્તિ પંદરલાખની ગણાતી. અમદાવાદમાં બાબીવંશના સ્વતંત્ર રાજ્યકર્ત્તા થતાં, શંકરદાસને પોતાના દીવાન કર્યા. તેપછી તેમની સમૃદ્ધિ બહુ વધી. કેટલાંક ગામ મળ્યાં અને મ્હોટા ગ્રામપતિ થઇ પડયા. નડિયાદમાં એક 'કુંથારિયું' ચકલું છે તે શંકરદાસના નામપરથીજ ઓળખાય છે..તેમણે પોતાની સમૃદ્ધિનો સારો ઉપયોગ કર્યો હતો. અન્નપાનાદિ ભરી બાવનગૃહની એક આખી પોલ બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ કરી હતી. તે હજી બ્રહ્મપોલને નામે પ્રસિદ્ધ છે. ઉદયાસ્તના ઝપાટાથી એ કુટુંબની પછી પડતી પણ થઇ હતી. તેમનાથી છઠ્ઠા પુરુષ રા. રા. મોતીલાલભાઇ છે.

ઈશ્વર કૃપાથી અને તેમના સુશીલ માતા-પિતાદિના આશીર્વાદથી તેમનામાં સારા ગુણો વધ્યા અને પૂર્ણ ઉદ્યોગ અને ઉત્સાહનું સહાય લઇ તેમણે વિદ્યા સંપાદન કરી તેનું ઉત્તમ ફલ એ થયું કે ઉદયાસ્તનો વિપર્યય અસ્તોદય થયોછે.

---

# રા. રા. વિઠ્ઠલદાસ શામલદાસ.

## ભાવનગર રાજ્યના પ્રધાન અને સભાસદ.

**જન્મભૂમિ.**—ભાવનગર.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૨ ના કાર્તિક વદિ ૨ દ્વિતીયા.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર.

તેઓએ સંવત્ ૧૯૧૦ ની સાલમાં ગૂજરાતી કેળવણી લેવી શરૂ કરી, અને તે સમયે ભાવનગરમાં હાઇસ્કુલ ન હોવાથી, જે ઘણામાં ઘણી મળી શકે તે ઍંગ્લો વર્નાકયુલર સ્કુલમાં અંગ્રેજી ભાષાની અપાતી કેળવણી લીધી.

સંવત્ ૧૯૧૯ ની સાલમાં તેઓ ભાવનગર દરબારની નોકરીમાં મુલ્કી ખાતાના ઉપરી તરીકે પ્રથમ દાખલ થયા હતા. સંવત્ ૧૯૨૨ માં શેહેર ભાવનગરના દીવાની ન્યાયાધીશના હોદ્દા ઉપર મરહુમ ઠાકોર સાહેબ સર જશવંતસિંહજીએ તેમની નિમણુક કરી હતી. એ કામ તેમણે સુમારે સાત વર્ષ બજાવ્યું ને જ્યારે ભાવનગરના રાજ્યનો કારભાર નામદાર મુંબઇ સરકારે નીમેલા જૉઈન્ટ એડમિનિસ્ટ્રેટરો, હાલના નામદાર મહારાજા સર તખ્તસિંહજીની બાલ્યાવસ્થામાં ચલાવતા હતા ત્યારે, તેમણે મિ० વિઠ્ઠલદાસને ન્યાયનું કામ સારી રીતે કરતા જોઈ સંવત્ ૧૯૨૯ ની સાલમાં ડેપ્યુટી સરન્યાયાધીશની જગા આપી. પછી આસિસ્ટંટ સરન્યાયાધીશની જગા જૉઇન્ટ એડમિનિસ્ટ્રેટરોના વખતમાં તેમને આપવામાં આવી.

સંવત્ ૧૯૩૪ ની સાલમાં હાલના મહારાજા સર તખ્તસિંહજીને રાજ્યનો સ્વતંત્ર અખત્યાર સોંપાયા પછી મિ. વિઠ્ઠલદાસને તેઓ નામદારે રાજ્ય ખર્ચના ઉપરી નિમ્યા. તે જગ્યાનું કામ સુમારે આઠ દશ મહિના તેમણે કર્યું, તેટલામાં એ રાજ્યના પ્રખ્યાત દીવાન મિ. ગૌરીશંકર ઉદયશંકર સી. એસ. આઈ. એ પેનશન લીધું તેથી તેમની ખાલી પડેલી જગા ઉપર મિ० વિઠ્ઠલદાસના પિતા મરહુમ મિ० શામલદાસને મહારાજા સાહેબે મુખ્ય દીવાન નીમતાં, એ ફેરફારમાં મિ. વિઠ્ઠલદાસને ભાવનગરના રાજ્યના વસુલાતી અધિકારી નીમવામાં આવ્યા.

એ કામ તેમણે લગભગ ચાર વર્ષ કર્યું ત્યાર પછી તેમને ડેપ્યુટી દીવાન તથા ભાવનગર ગોંડળ રેલવેના ભાવનગર તરફના મેમ્બર (પ્રતિનિધિ) ઠરાવવામાં આવ્યા, અને છેવટે તેમના પિતા મિ.

શામલદાસનો સ્વર્ગવાસ થતાં દીવાનની જોખમવાળી તથા ઉંચામાં ઉંચી પદવીવાળી જગા, મિ. વિઠ્ઠલદાસનાં અનુભવ ઇત્યાદિ લાવણ્યતા ધ્યાનમાં લેઇને તેમને આપવામાં આવેલી છે. એમના પિતામહના સમયથી દીવાનગિરી એમના કુટુંબમાં હતી, તે આ રીતે એમને પુનઃ પ્રાપ્ત થઈ.

તેમની દીવાન તરીકેની કારકીર્દિમાં નામદાર મહારાજા સર તખ્તસિંહજીને જી. સી. એસ. આઇ. નો માનવંતો ખિતાબ નામદાર મહારાણી કેસરે હિંદ તરફથી આપવામાં આવ્યોછે.

હાલમાં ભાવનગરના રાજ્યનું કામ ચલાવવા સારૂ ચાર કાઉનસિલરો નીમવામાં આવેલાછે, તેમાં મિ. વિઠ્ઠલદાસ “ દીવાન અને વડા સભાસદ ” નો હોદ્દો ભોગવેછે.

તેમણે ભાવનગરના રાજ્યની સારી સેવા કરવાથી તથા વસ્તીનો પણ સારો પ્યાર મેળવ્યાથી તેમને સરકાર તરફથી કાંઇપણ માન આપવા માટે પોલિટિકાલ ખાતેથી ભલામણ થએલી છે.



રા.રા. ઝવેરીલાલ ઉમિયાશંકર જે.પી.

## રા. રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, જે. પી.

**જન્મભૂમિ.**—નડિયાદ.

**જન્મદિવસ.**—ઈ૦ સ૦ ૧૮૩૬ માહે એપ્રિલ.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર.

એઓએ પોતાની બાલ્યાવસ્થા અમદાવાદમાં પોતાની માના પિતા તે વખતના જાણીતા વકિલ મરનાર મિ. સનમુખરામ સદાશંકરના ઘરમાંજ નિર્ગમન કરી હતી. મિ. ઝવેરીલાલના પિતા મરનાર મિ. ઉમિયાશંકર એક સરકારી નોકર હતા, અને નાના પગારે કારકુનની જગા ઉપરથી વધીને મામલતદારની પદવીએ પહોંચ્યા હતા. મિ. ઝવેરીલાલે પોતાની કેળવણીની શરૂઆત એક ખાનગી મેહેતાજીની નિશાળમાં કરી હતી, જ્યાં પોતાની સ્વભાષાનું સાધારણ જ્ઞાન મેળવ્યા પછી, તેઓ અમદાવાદમાંજ સરકારી ઇંગ્રેજી સ્કૂલમાં દાખલ થયા. ત્યાં તેમના શિક્ષક સ્વર્ગવાસી રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ હતા. પૂર્ણ શ્રમથી તે સ્કૂલનો અભ્યાસ તેઓએ સંપૂર્ણ કર્યા પછી વધારે કેળવણી સંપાદન કરવામાટે સત્તર વર્ષની ઉમરે પોતાના સગાને ત્યાં મુંબઇ આવી તેઓ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશનમાં દાખલ થયા, તે વેળાએ પ્રોફેસર હાર્કનેસ પ્રિન્સિપાલ હતા. તેઓ અંકગણિત, બિજગણિત, ભૂમિતિ, વિગેરે આગળથી અમદાવાદમાં શિખેલા હોવાથી અને ગણિત વિદ્યામાં કુશળ હોવાથી એ ઇન્સ્ટિટયુશનના કેન્ડિડેટ કલાસમાંજ પેહેલેથી દાખલ થયા હતા. એ વખતના એઓના ભાઇબંધ શિષ્યોમાં પ્રોફેસર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, ડાકતર બેહેરામજી નવરોજજી, મરનાર મિ. બાલા મંગેશ વાગલે, તથા આપણા જાણિતા મિ. દાદાભાઇ નવરોજજી હતા. એઓ અભ્યાસ કરવામાં કુશળ હોવાથી જેમ શિક્ષકોનો પ્યાર તેમના તરફ હતો, તેમ તેઓના જોડિયા ભાઈબંધ પારસી શિષ્યોનો પણ હતો. મિ. ઝવેરીલાલે એ ઇન્સ્ટિટયુશનમાં વેસ્ટ, કલેર, અને બંને નોર્મલ સ્કોલરની પરીક્ષા આપી હતી, અને વેસ્ટ અને નોર્મલ સ્કૉલરશીપો મેળવી હતી. ત્યાર પછી તેઓને ધારા પ્રમાણે એ ઇન્સ્ટિટયુશનમાં એક શિક્ષકની જગા મળી હતી, પણ એ ધંધો પસંદ નહીં હોવાથી, એ ઇન્સ્ટિટયુશનના આગલા શિક્ષક મિ. અરદેસર ફરામજી મુસનું ભલામણ પત્ર તે વખતના "બોમ્બે ટાઇમ્સ" પત્રના અધિપતિ ડાકટર બ્યુસટ ઉપર લઇ ડાકતર બ્યુસટ જે જ્યોગરાફિકલ સોસાયટીના સેક્રેટરી હતા, તેમાં મિ. ઝવેરીલાલ કલાર્ક તરીકે રૂપિયા ચાલીશના

પગારે રહ્યા. થોડા સમય પછી જાણીતા બારિસ્ટર મિ. હાવર્ડ સરકાર તરફથી એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશનની પરીક્ષા લીધી; તેમાં શિક્ષકોનું દેશી ભાષામાંથી ઇંગ્રેજીમાં અને ઇંગ્રેજી ભાષામાંથી દેશીમાં તરજુમો કરવાનું જ્ઞાન અપૂર્ણ જોઇ સરકારમાં રિપોર્ટ કર્યો. એ રિપોર્ટની ભલામણ સરકારને પસંદ પડવાથી તેઓએ ગૂજરાતી તરજુમો શીખવવા માટે મિ. ઝવેરીલાલને અને મરાઠી તરજુમો શીખવવા માટે પ્રોફેસર રામકૃષ્ણ ભાંડારકરને નિમ્યા. ત્યારબાદ ઇ. સ. ૧૮૫૭ માં મુંબઈ યુનિવરસિટી સ્થાપવામાં આવી જેની પેહેલી વેળાનીજ મેટ્રિક્યુલેશન પરીક્ષામાં તેઓ પાસ થયા, તેઓ એ પછી પણ શિક્ષકનુંજ કામ કરતા હતા, પણ તેઓના વિશ્વાસુ મિત્ર અમદાવાદવાળા શેઠ પ્રેમાભાઈ હેમાભાઇના મુનિમ મિ. વીરચંદ દીપચંદે આપેલી સલાહ ઉપરથી તેઓ વેપારમાં પડ્યા, અને કાપડ તથા રૂનો વેપાર "મિ. ઝવેરીલાલ ઉમિયાશંકરની કુંપની" ને નામે ચલાવ્યો. એ વેપારમાં તેઓએ ઠીક નાણું પેદા કીધું, પણ દૈવયોગે સને ૧૮૬૪ ના શેરસટામાં તે પુરૂં કરી નાંખ્યું.

તેઓ કેટલાંક રાજ્યોના એજંટનું કામ કરેછે, આજ કેટલાંક વર્ષ થયાં તેઓ મ્યુનિસિપાલ કાર્પોરેશનના મેમ્બર છે, અને સાથે સાથે સ્ટેન્ડિંગ કમિટીના પણ એક મેમ્બર છે; જ્યાં એ ઉપયોગી થઇ પડ્યા છે, એ સર્વેને જાણીતું છે. તેઓ સુલેહના એક અમલદાર અને યુનિવરસિટીના ફેલો છે. હાલમાં તેઓ મુંબઇના શેરીફની માનવંતી પદવી પણ ભોગવે છે. તેઓએ ગૂજરાતી ભાષામાં સંસ્કૃત ઉપરથી મહાત્મા મનુપ્રણિત "મનુસ્મૃતિ" નું ભાષાંતર બનાવ્યું છે, તેમ પ્રખ્યાત કવિ શ્રી કાલીદાસની ઉત્તમ પ્રસાદિ "શાકુંતલા" નો તેવીજ ઉત્તમ રીતે સ્વાદ પણ ગૂજરાતને તેમણે ચખાડ્યો છે. બીજા ગ્રંથો ઉપરાંત સર્વના નિત્ય ઉપયોગમાં આવતી અંગ્રેજી ગૂજરાતી ડિક્ષનરી પણ તેમણે રચી છે. હાલમાં તેમણે ભાવનગરના પ્રખ્યાત માજી દીવાન અને સંન્યાશ્રમસ્થ ગગાભાઇનું ટુંકું જીવનચરિત્ર અંગ્રેજીમાં લખ્યું છે. આ ગૃહસ્થ રાજકીય વિષયોના પોતાના અગાધ અભ્યાસ જ્ઞાનાદિ માટે પ્રખ્યાત છે, અને ગૂજરાતની તેમજ આખા ઇલાકાની પ્રજાને વારંવાર ઘણા ઉપયોગી થઇ પડેછે. રેવિન્યુ ખાતામાં અનેક ફેરફારો કરવા બાબતના, તથા એ ગવર્નમેન્ટની વ્યવસ્થા સંબંધીમાં તેમનાં ઘણાં અંગ્રેજી લખાણો છે, જે ઉપરી સરકાર સુધી પણ ઘણાં વજનદાર ગણાયછે. આજે પણ તેમનો અભ્યાસ બીજા બધા કરતાં રાજકીય વિષયોમાંજ ચાલતો છે, ને તેમનો રાજ્ય અને પ્રજા વચ્ચે સારો સંબંધ કરાવેછે, ઉભયનું શ્રેય સિદ્ધ થાય તેવી રીતે યોજના કરવાની બુદ્ધિ તથા પ્રવૃત્તિ બહુ સ્તુત્ય છે.



રા૦રા૦ હરિપ્રસાદ સંતોકરામ દેસાઈ.

## રા. રા. હરિપ્રસાદ સંતોકરામ દેસાઈ. જે. પી.

**જન્મ.**—સંવત્ ૧૮૯૭ ના આષાઢ શુદ ૨ વાર સોમે.

**જન્મ ભૂમિ.**—ભાવનગરમાં સૂર્યોદય વખતે થયો હતો.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર.

એમના સ્વર્ગવાસી પિતા દેસાઈ સંતોકરામ સેવકરામ મુખ્ય દીવાનગીરીનું તથા તેમના ભ્રાતા દેસાઇ છગનલાલ સંતોકરામે પ્રાઈવેટ દિવાનનું ભાવનગરના દરબારમાં ઘણા વખતથી ઓદ્ધાનું કામ સંતોષકારક રીતે લાંબી મુદતસુધી કર્યું હતું. તેમાં તે મણે તે દરબારની નોકરી ઉત્તમ પ્રકારે બજાવી હતી. તેથી તેમના ઉપર તે રાજ્યના રાજકર્તાઓએ પોતાના મહુવા પ્રગણાનું ગામ મોજે કુંભણા તે નોકરીના બદલામાં રૂ. ૧૦,૦૦૦ ની પેદાશનું ઈનામ આપેલું તે મેળવ્યું છે. ને તે ખાય છે. તેમનું ખાનદાન અસલનું દેસાઇગીરીના વખતનું હોઇને અંગ્રેજ સરકારથી તેમના પૂર્વજો વતનદાર તરીકેનો ગીરાસ અને હક ખાનાર છે. તેમના દાદા સેવકરામે પણ ભાવનગર દરબારની દિવાનગીરી કરી હતી. તેમની સારી નોકરીના બદલામાં મહુવા, કુંડલા તથા ઘોઘાબારામાં ખેતરો અને વાડીઓ બક્ષીસ મેળવેલી તે હજી પણ હયાત છે. તેની પેદાસ રૂ. ૨,૦૦૦ ના સુમારની ગણી શકાય છે. સેવકરામના પિતા રાજારામ દેસાઇએ પુનામાં ભાઉગીરદીના વખતમાં બસો સ્વારના કમાન્ડીંગ તરીકે ઘણી બહાદુરીથી લડાઇ કરી તેમાં તેમના શરીર ઉપર એકવીસ જખમ સન્મુખ ખાધેલા. તેમ છતાં તેમની જીંદગી હયાત રહી હતી. તે વખતથી તે રાજારામ ઝાટકાલના નામથી પ્રસિદ્ધ થયા હતા. રા. હરિપ્રસાદના પિતાએ વિધી સંન્યસ્થ લઇ ત્રણ વર્ષો તે આશ્રમમાં પુરાં કરી સંવત્ ૧૯૩૨ ના પોસ માસમાં તેવો વિદેહે કૈવલ્ય થયા. ને તેમના જ્યેષ્ઠ ભ્રાતા દેસાઈ છગનલાલ સંવત્ ૧૯૩૩ ના ફાગણ મહિનામાં અગ્રજ સ્વર્ગવાસી થયા. દેસાઈ સંતોકરામની ઔરસ પ્રજામાં માત્ર રા. હરિપ્રસાદ એકલાજ હયાત છે. આ ગૃહસ્થના પૂર્વજોની સઘળી હકીકત ઘણી પ્રશંસનીય છે.

રા. હરિપ્રસાદનો જન્મ થયો તે સમયથી તે સારા નસીબદાર મનાયા હતા. તેઓની તેર વર્ષની ઉમ્મરે દેશી અને સરકારી ગુજરાતી નિશાળનો અભ્યાસ ઘોઘા તથા ભાવનગરમાં બીજગણીત સુધીનો

પૂર્ણ કર્યા બાદ તેમણે વ્યાકરણનાં પંચ પ્રકરણ અને તર્કસંગ્રહ જોયા પછી વેદાંતના સંસ્કૃત ગ્રંથો ગુરુમુખે નાના મોટા મળી સોલ ગ્રંથનું આવર્તન કર્યું. અને વેદમાં સંહિતા, રૂદ્રી અને બીજા કેટલાક સ્તોત્ર પાઠ વગેરેમાં સારો અભ્યાસ કર્યો છે. નિશાળ છોડ્યા બાદ તેમને હથિયાર બાંધવા, તેના ઉપયોગની તાલમ મેળવી તેમજ ઘોડાની સ્વારીમાં પણ વખાણલાયક મહાવરો કર્યો. એ સિવાય પાણીમાં તરવાની પણ તેમણે સારી કસરત કરી છે. તેમના શોખથી નોકરીની પરતંત્રતાનેવિષે નહીં પણ અધિકારી વેપારના ઊદ્યોગ તરફ તેમની પંદર વર્ષની ઉંમરે વલણ જણાયું. તેથી તેમના પિતા જોકે દરબારના દિવાન હતા તોપણ તેમણે ભાવનગરમાં શ્યામજી મેહેતા અને પારેખ જમનાદાસના ભાગમાં નારાયણજી હરિપ્રસાદના નામની દુકાન કહાડી. સરાફનો ધંધો ચલાવતાં તે દુકાનમાં તેઓ સામેલ થયા. અને સત્તર વર્ષની ઉંમરે મુંબઇમાં દુકાન કહાડી ત્યાં પણ નારાયણજી હરિપ્રસાદનું નામ ચલાવ્યું. મુંબઇમાં યુરોપિયન ઓફીસના બેંકર તરીકે તેના માલ ઉપર નાણું ધીરવાનું અને સરાફનું કામ ચલાવ્યું. બંને ઠેકાણે ઈશ્વર કૃપાથી સારૂં નામ કહાડ્યું, અને પેદાસ પણ સારી થવા માંડી. આ બંને ઠેકાણેની દુકાનનું કામ તેમના ભાગીદાર સાથે પોતે સારી સમજથી અને સઘળી દેખરેખ કરવાનું છતાં રાજ્યપ્રસંગમાં પણ વગર પગારથી તે વિષેની કેળવણી મેળવવા ખાતર પોતાના પિતા તથા ભ્રાતા દિવાન હતા. તેથી તે વિષેની કેળવણી પણ તેઓ મનમાનતી રીતે લઇ શકયા. તેમણે કાશી, પ્રયાગ, હરિદ્વાર વગેરેની મોટી યાત્રાઓ અને નર્મદા, નાશિક, ત્ર્યંબક, અંબાજી, બૌચરાજી, પ્રભાસ વગેરેની નાની યાત્રાઓ કરી છે. તેમના પિતા તથા ભ્રાતા બંનેનો અભાવ થયા બાદ તેમના ઉપર રાજ્યમાં રાજ્યનું કામ કરનાર તરફથી ખોટા આરોપો તેમની માઠી ગ્રહદશાના યોગે મુકાયાથી ભાવનગર છોડી દેશાટણ ફરવું પડ્યું. સંવત્ ૧૯૩૪ ના દુકાલમાં ભાવનગરમાં ત્યાંના મહાજનને આગેવાન કરી પોતાના ખર્ચે અન્નના ક્ષુધાર્થીઓનેમાટે ધર્મની ધજા બંધાવી હતી. પરંતુ તે વાત રાજ્યના અધિકારીને પસંદ ન પડવાથી તે કામ બંધ પાડવાની ફરજ પાડવાથી થોડા વખતમાં બંધ પાડવી પડી. ભાવનગરના નીલકંઠ મહાદેવમાં તેમના જ્ઞાતીના ઉપયોગમાટે તેમણે ધર્મશાળા બંધાવી છે, અને ઘોઘા તથા ભાવનગરમાં બ્રાહ્મણનું સદાવ્રત ચલાવેછે. તેમના પિતા અને ભ્રાતાની પાછળ રૂપીઆ ૧,૫૦,૦૦૦ નો સંકલ્પ કરી ભાવનગરમાં ટેકરી નામની મોટી ધર્મશાળા કરી તેમાં દેવાલયો બાંધીને તેમાં સંન્યાસીઓનેમાટે

અન્નછત્ર બાંધ્યું છે. તેમજ કાશીમાં વિશ્વનાથ ઉપરનો ચાલુ અભિષેકનો બંદોબસ્ત તથા સત્વાબાવાની જગ્યોમાં રૂ. ૫,૦૦૦ ની નોટ અને દરસાલ સાધુ તથા પતિયાઓને ધાબલી તથા તેના સદાવ્રતમાં મદદ દાખલ રૂ. ૩૨૦ આપ્યા જાયછે. કલ્યાણીમાં પણ અતીત લોકોનું એક ભોજન ચાલુ છે. ઘોઘાને રસ્તે બાઇવડલા પાસે એક મોટી વાવ પ્રવાસીઓ અને જાનવરોના ઉપયોગસારૂ બંધાવી છે. અને ઘોઘા બારામાં સરકાને પાદર પણ મોટી વાવ બંધાવી છે. તેમના વિચાર જાહેર પુણ્યના કરતાં ગુપ્ત પુણ્યની બાબતમાં ઉત્તમ માની તેમાં ગુપ્ત પુણ્ય કરનાર ગણાય છે; એટલુંજ નહિ પરંતુ દેશ દેશાવર અને તીર્થની જગ્યોમાં તેમણે પિતાનું નામ અમર કરવાનાં વરતન ચાલુ રાખ્યાં છે. વળી ઉપર જણાવેલા કારણસર તેમને જે જે દેશાટનો કરવાં પડયાં છે, તેમાં ઘણો મુલક જોવામાં આવ્યો અને વારંવાર મહાબલેશ્વર અને સીમલાના પહાડો ઉપર જાયછે. તે હીલોની આબોહવા તેમની પ્રકૃતીને ઘણીજ ફાયદાકારક જણાઇ છે. નાનાં દેવાલય અને ધર્મશાળા તથા લાયબ્રેરીમાં નાણાંસંબંધમાં સારી મદદ કરી છે અને કરે છે. તથા પુસ્તકકરતાઓને પણ યોગ્ય મદદ આપી ગુર્જર લખનારાઓની કદર પીછાને છે.

સંવત્ ૧૯૨૯ ની સાલમાં દુકાનના સઘળા ભાગીદારો પોતાની ખુશીથી જુદા પડયા. આજે તે ત્રણ ભાગીદાર પોતપોતાના રોજગારમાં સારી ફતેહમંદ છે. રા. હરિપ્રસાદ સંતોકરામના નામનો વહીવટ આજ ભાવનગર અને મુંબઇની અંદર વખણાતો છે. તેમણે પુનાની કન્યાશાળામાં રૂ. ૬,૦૦૦ આપ્યા છે. અને સુરતની આગથી રીબાયલાના રક્ષણ ફંડમાં રૂ. ૧,૦૦૦ નામદાર લાર્ડ રીપનના ફંડમાં રૂ. ૧,૦૦૦ મુંબઇ કાન્ગ્રેસમાં રૂ. ૧,૦૦૦ આપ્યા છે.

રા. હરિપ્રસાદને જામનગરના રાજ્યની દિવાનગીરી આપવા માટે એકથી વધારે વખત એ રાજ્ય તરફથી આગ્રહ થયો હતો, અને હજુ પણ એ આગ્રહ થાયછે, તેમ છતાં પણ પોતાનો વિચાર ખાસ સ્વતંત્રા એ વધારે પસંદ કરેછે. તેમના ઉપર જે ખોટા આરોપ અને ખોટા વેહેમ નાખ્યા હતા તે સઘળા દૂર થયાછે. અને અંતે સત્યનો બેલી ઈશ્વરછે. એ કેહેવત તેમના સંબંધમાં ખરી પડીછે. તેઓમાં જાતી તથા દેશાભિમાનપણાનો દેખાવ જાણી શકાય તેવોછે. અને તેમનામાં કુદરતી બુદ્ધિ તથા સમજ અને તેમની સ્મર્ણશક્તિ ઉત્તમ છે. તેમની લાયક અને મોટાઇને માન આપી તેમનું

આખું કુટુંબ તથા નોકરો અને સંબંધીઓ તેમનું સારૂં માન રાખેછે. વળી લોકોની પ્રીતિ પણ ઘણી સારી રીતે મેળવી છે. તેઓ ભાવનગરમાં એક ઉત્તમ ગૃહસ્થનું માન ધરાવી ભાવનગરને દીપાવેછે. એ એમના રૂડા ગુણો અને ઉદારતાનું પરિણામ છે.

---



રા.રા. વિન્ધ્યશંકર ગૌરીશંકર.

## રા. રા. વિજયશંકર ગૌરીશંકર ઓઝા.

**જન્મભૂમિ.**—ગોઘા—ભાવનગર.

**જન્મદિવસ**—સંવત્ ૧૮૯૪ ના માર્ગશીર્ષ શુદી ૯. ઇ. સ. ૧૮૩૮.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર, ઓઝા.

એઓએ ગોઘામાં પ્રથમ ગામઠી નિશાળે સ્વભાષાની કેળવણી સંપાદન કરેલી, અને ત્યારબાદ ઇંગ્રેજી સ્કૂલ નહીં હોવાથી ગોઘામાં 'મિશન હાઉસ' ના પાદરીઓ પાસેથી થોડી ઘણી ઇંગ્રેજી કેળવણી પણ લીધેલી. વધુ સમય તેમ કરવાને જ્ઞાતિ બંધન લાગુ પડવાથી બની શક્યું નહીં. પણ સંસ્કૃત ભાષાનો અભ્યાસ તેમના કાકા પાસેથી કાંઈક સંપાદન કીધો. તેઓને સં. ૧૯૧૧ માં કુંડલા માહાલના જૉઇંટ વહીવટદાર અને પછી સ્વતંત્ર વહીવટદાર બનાવ્યા હતા. ત્યાર પછી તેઓ માહુવાના વહીવટદાર નિમાયા હતા.

ભાવનગરના મરહુમ મહારાજા જશવંતસિંહજીનો સ્વર્ગવાસ થવા પછી ત્યાં ' જૉઇંટ એડમિનિસ્ટ્રેશન ' નિમાયું, તે વખતમાં એઓને ભાવનગરના વસૂલાતી અધિકારી પાંચસેંહ રૂપિયાને દરમાયે નિમ્યા હતા. તે સિવાય જુદાં જુદાં ખાતાની પણ તેઓ દેખરેખ રાખતા, તથા હિસાબનું ધોરણ એકજ રીતીપ્રમાણે ચલાવતા, તે અરસામાં નવી વાવ, કુવા, ઇત્યાદિ જલાશયો બંધાવી પ્રજાની પ્રીતિ અને સુભાષિત તેમણે સંપાદન કરી છે. જ્યારે વાઘેરોનું તોફાન થયું ત્યારે તેને સમજાવવા સંબંધે પણ તેમણે સારો ભાગ લીધો હતો. તેઓએ પોતાને ખર્ચે કુંડલા મહાલમાં પાઠશાળા સ્થાપી છે. વિદ્યાનો તેમને ઉત્તમ શોખ છે, તે વખતેવખત પુસ્તકોને પણ ઉત્તેજન આપી, સારી કીર્તિ પામ્યાછે. એજ કારણથી આકર્ષાઈ રાણકદેવીના કર્ત્તા રા. અનંતપ્રસાદે તે પુસ્તક એઓને અર્પણ કર્યું છે. ભાવનગરના રાજ્યમાં ખેડુતો પાસે ખાતાબંદી કરાવી, તેમાં પણ સારી ચાલાકી વાપરેલી, અને તે ઉપરથી બીજાં રાજ્યો તરફથી તે ધોરણ પોતાના રાજ્યમાં ચાલુ કરવાને સલાહ મંગાવ્યાથી તેઓએ કિમતી સલાહ તે સંબંધે આપેલી. તેઓએ કાઠિયાવાડના ગેઝીટિયર માટે ભાવનગરનો હેવાલ તૈયાર કરાવ્યોછે, તે માટે તેમને કર્નલ વોટસને સ્તુતિપાત્ર લખાણ કર્યું હતું. તેઓએ પુરાતની શિક્કા, શિલાલેખો, મૂર્તિયો, તામ્રપાત્રો વિગેરેનું બહુ સારૂં સંગ્રહસ્થાન પોતાના મકાનમાં રાખેલું છે.

સંવત્ ૧૯૩૪ માં સર તખ્તસિંહજીને રાજ્યકારોભાર સુપ્રદ થવાથી જૉઇન્ટ એડમિનિસ્ટ્રેશનમાં એઓના પિતા ગૌરીશંકર સી. એસ. આઈ. હોવાથી તેમને દિવાન નિમ્યા હતા, પણ તેઓની વૃદ્ધાવસ્થા થવાથી તેઓએ મરહુમ રા. રા. સામલદાસ પ્રમાણંદદાસને દિવાન નેમી રાજીનામું આપ્યું, તે વખતે મિ. વિજયશંકરને આસિસ્ટંટ દિવાનપદ મળ્યું. સને ૧૮૮૮ માં મહારાજાએ 'કૌન્સિલ' સ્થાપતાં તેમને ફિનાન્સ યાને નાણાંપ્રકરણી ખાતું સ્વાધિન કરવામાં આવ્યું છે. જુદા જુદા પ્રસંગે સત્તાધીશોનાં તેમની મહત્તાનાં સંતોષ ભરેલાં લખાણો તેમને સારી સંખ્યામાં મળેલાં છે, તેમને પ્રાચીન શોધનો શોખ સારોછે, ને તે બાબતનું એક ખાતું મહારાજા તરફથી તેમનાજ હાથ નીચે ચાલેછે. એ ખાતા તરફથી જુના લેખોનો સંગ્રહ અંગ્રેજી ભાષાંતર સાથે તૈયાર થાયછે. સર જેમ્સ ફર્ગ્યુસન, લૉર્ડ રે, (મુંબઈના ગવર્નરો) તેમજ મિ. બરજેસ, ડા. પિટરસન વિગેરેએ તે ખાતાના કામથી પ્રસન્નતા બતાવી હતી, અને તે શ્રમની પિછાણ તરીકે મિ. રીચી, તથા સર રેમંડ વેસ્ટે સને ૧૮૮૯ માં તેમને મુંબઈ યુનિવર્સિટીના 'ફેલો' નિમ્યા. એવી રીતે પ્રજાપયોગી અને ધાર્મિક કામો કરી તેઓએ પ્રજા તરફનું માન સંપાદન કર્યું છે, અને તે તેઓને સંતોષ પામવાનું સંપૂર્ણ કારણ છે.

---



રા.રા. રણછોડભાઈ ઊદયરામ.

# રા. રા. રણછોડભાઇ ઉદયરામ દ્વિવેદી.

**કચ્છદેશાધિપતિના અમાત્ય. (હુઝૂર આસિસ્ટન્ટ.)**

**તેમનો જન્મ.**—સંવત્ ૧૮૯૪ના શ્રાવણ સુદિ ૮ ને દિને મહુધામાં થયો.

**જ્ઞાતિ.**—બાહ્યખેડાવાલ બ્રાહ્મણ.

**ગોત્રાદિ.**—કૌડંડસ ગોત્ર,-શર્મન્, ઋગ્વેદ, આશ્વલાયિની શાખા. એમનાં માતાનું નામ ઇચ્છાબાઈ અને પિતાનું નામ ઉદયરામ કાશીરામ.

પ્રથમ મહુધામાંની સરકારી નિશાળમાં ગૂજરાતી અભ્યાસ કર્યો. પરીક્ષામાં બહુ સારા ઉતર્યા તેથી અધિક અભ્યાસ કરવા સર્વેએ બહુ કહ્યું. તેઉપરથી તેઓ નડિયાદ આવ્યા. ત્યાંના પ્રસિદ્ધ દેશાઈ વિહારિદાસના પુત્રને ઇંગ્રેજી અભ્યાસ કરાવવા એક "માસ્ટર" રાખ્યા હતા. રણછોડભાઇએ પણ ત્યાં ઇંગ્રેજી આરંભ્યું. તેમની અભ્યાસ કરવાની સારી શૈલીથી દેશાઇજી બહુ રાજી થયા. તેમના સહાધ્યાયી થયે પોતાના પુત્રને લાભ થશે માની વિદ્યાપ્રિય દેશાઇજીએ પરસ્પરનો સહવાસ વધે એમ યોજના કરવા માંડી. આ સંધિમાંજ તેમના અને રા. મનઃસુખરામના સંબંધનો આરંભ થયો. નડિયાદમાં અભ્યાસ પૂર્ણ થયે સંવત્ ૧૮૫૭ માં સર્વેનું અમદાવાદ જવું થયું. ત્યાં રા. રા. મોતીલાલ લાલભાઈ, છોટાલાલ સેવકરામ, અંબાલાલ સાકરલાલ, ત્ર્યંબકરાય વ્રજરાય આદિ સાથે અને પછી (હાલના) દિવાનબહાદુર મણિભાઇ સાથે પ્રથમ પરિચય થયો. અને અન્તે એ પરિચયની વૃદ્ધિ થઇ તેપર સ્નેહનાં ફુલ ફલ આવ્યાં. રા. રા. હરિલાલ દામોદરદાસ સાથે તેમને પ્રથમ પત્રવ્યવહાર હતો. પરન્તુ અધિક પરિચય અમદાવાદમાં એજ પ્રસંગે થયો. અમદાવાદમાં વસી હાઈસ્કુલમાં તથા પછી સ્થપાયેલી "લા ક્લાસ" માં તેમણે સારો અભ્યાસ કર્યો એટલુંજ નહિ, પણ તે સમયે ત્યાં "વિદ્યાભ્યાસક મંડલી" નામે સભા હતી તેના મંત્રીરૂપે પણ કામ કરતા.

વિદ્યાભ્યાસમાં તેઓ એક અગ્રેસર હતા, તે સાથે વળી કવિતા કરવાની તથા નિબંધો લખવાની શક્તિ પણ તેમનામાં ઉદય પામી હતી. 'ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી' ભણીથી "બુદ્ધિપ્રકાશ" માસિકપત્ર નીકળેછે તેના "તંત્રી" નું કામ તેમને સોંપવામાં આવ્યું. મિ. કર્ટિસ તથા હાલના સર થીઓડોર હોપ આદિ રણછોડભાઈની કુશલતાથી પ્ર-

સન્ન થઇ તેમના ઉપર મમતા રાખતા. તેવામાં હોપકૃત પુસ્તકમાલા રચવાનું કામ ચાલતું તેમાંના કેટલાક ભાગમાં રણછોડભાઈને પણ સામીલ કર્યા હતા. તેમને પછી કલેકટર આફિસમાં જગો મલી અને ત્યાંથી પછી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની આફિસમાં ઉપરિસ્થાને જવું થયું. સન ૧૮૬૧ માં રા. મનઃસુખરામ એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરવા મુંબઈ ગયા હતા. થોડાક સમય પછી મુંબઈમાં શેઠ બહેચરદાસ અંબઇદાસની વતી મેશર્સ. લૉરેન્સ અને કંપનીમાં યોજાયાથી તે જગોપર રણછોડભાઈનું પણ આવવું થયું. તે સમય "શેરસટા" નો હતો. પણ રા. રા. રણછોડભાઈએ એવી સાવધાની અને કુશલતાથી તે શેઠના વ્યાપારની તથા કંપનીમાં તેમને સોંપેલા કાર્યની વ્યવસ્થા રાખી હતી કે તે કાલે બહુ લોકને થયેલી હાનિમાંથી કોઈને કંઈ વિઘ્ન આવ્યું ન હતું.

પછી ગોંડલ સંસ્થાનના મુંબઇમાં પ્રતિનિધિની જગો તેમને આપવામાં આવી. તે પછી ઉત્તરોત્તર પાલનપુર સંસ્થાનના અને ઇડર રાજ્યના મુંબઇના પ્રતિનિધિરૂપે તેમને નીમવામાં આવ્યા હતા.

એમ થવાથી બહુ વર્ષ મુંબઇ નગરીમાં તેમનું વસવું થયું. ત્યાં તેઓ તથા રા. મનઃસુખરામનો એવો તો નિત્યસંબંધ રહેતો કે ઉભયમાંથી ક્વચિત્ એકને જોવામાં આવતા, અન્યવિષે સ્મરણ થયાવિના લોકોને રહેતુંજ નહિ. અર્થાત્ તેઓ પરસ્પરના ઉદ્બોધક હતા.

શ્રી કચ્છાધિપતિ મહારાજાધિરાજ મહારાવ શ્રી ૭ ખેંગારજી સવાઇબહાદુર પોતાના રાજ્યમાં પ્રામાણિક, વિદ્વાન્, ગુણવાન્, ન્યાયાચારી તથા યોગ્ય ગૃહસ્થોને રાખી પ્રજાનું કલ્યાણ કરવાની બહુ ઉત્કંઠા રાખેછે; રઘુવંશમાં કાલિદાસ કહેછે કે—

तथैव सोभूदन्वर्थो राजा प्रकृतिरञ्जनात्

તેવીજ– પ્રકૃતિરંજનની શુભ ઇચ્છા રાખી યથાર્થ રાજા થવા પ્રયત્નવાન્ ગુણગ્રાહક મહારાવ શ્રી ૭ એઓએ સન ૧૮૮૪ માં રા. રા. રણછોડભાઇને પોતાના એક અમાત્યના સ્થાને નીમ્યા; અને વરરુચિનું વદવું પ્રમાણ કરયું કેઃ—

सर्वेनरपशूणांच ग्राहका बहवो भुवि
पण्डितानां गजेन्द्राणां ग्राहको नृपतिर्गुणी.

રા. રા. રણછોડભાઇને બાલપણમાંથીજ વિદ્યાનું વ્યસન લાગ્યું હતું તે નિરન્તર વૃદ્ધિગત જ થતું રહ્યું છે. કચ્છ જેવા રાજ્યના કાર્યભારના

એક ભાગનો ભારે ભાર વહેતા છતાં પણ અવકાશના અવસરમાં ગ્રંથ ગુંથવાનું અમરકાર્ય કરેછે, વિદ્યાના વાસ્તવ વ્યસનનું એજ શુભ ચિન્હ છે. થોડાજ સમયમાં એમના બે ત્રણ ગ્રંથ પ્રકટ થવાનાછે. યૂરોપમાં રાજ્યકાર્ય તથા ગ્રંથકાર્ય ઉભય કરનાર જાણવામાં છે પણ આપણા દેશમાં હાલ એવો સંયોગ વિરલ દૃષ્ટિએ પડેછે.

કવિતા કરવાનો આરંભ નડિયાદમાંથી તેમણે કર્યો. 'બુદ્ધિપ્રકાશ'માં તેમની કવિતા અને નિબંધો પ્રસિદ્ધ થવા માંડયા. જૂદા પુસ્તકના આકારમાં પ્રથમ "વિવિધોપદેશ" નામે નાનું પુસ્તક પ્રસિદ્ધ કરયું. તેમાં તેમની તથા રા. રા. મનઃસુખરામ એ ઉભય અનન્ય મિત્રોની કવિતા છે. બુદ્ધિપ્રકાશમાં 'જે કુંવરનો જે' નામે એક નાટકના આકારમાં તેઓ લખતા તેના ઉપર લોકોનો મોહ એટલો બધો થયો કે, "જયકુમારીવિજય નાટક" એ નામથી જૂદા પુસ્તકમાં તે પ્રસિદ્ધ કરવા બહુજનની સૂચનાઓ થઈ.

ગદ્યાત્મક ગ્રંથ વાંચવાની ગૂજરાતમાં પ્રથમ રુચિનો વિશેષ આરંભ રા. રા. રણછોડભાઇના આ ગ્રંથથી થયો એમ કહેવામાં કોઈથી બાધ કહાડી શકાય એમ નથી. "લલિતાદુઃખદર્શક" 'નલદમયન્તી,' 'બાણાસુરમદમર્દન,' 'મદાલસા અને ઋતુધ્વજ' આદિ તેમના નાટકના પ્રયોગ મુંબઈમાં બહુવાર થયેલા છે. અને તેના સહસ્રાવધિ દ્રષ્ટા-શ્રોતાઓના અન્તઃકરણ ઉપર તેની સારી મુદ્રા પડેલી પ્રત્યક્ષ જોવામાં આવીછે. તેમણે કેટલાક સંસ્કૃત તથા ઇંગ્રેજી ગ્રંથોનાં સુંદર ભાષાન્તરો કરેલાં છે. તે સર્વ ગ્રંથોની સંખ્યા પચીશની થવા આવેછે. તેની ટીપ નીચેછે. એ ગ્રંથો સાથે તેમણે બુદ્ધિપ્રકાશ, બુદ્ધિવર્ધક આદિ માસિક પત્રોમાં વિષયો લખેલાછે તે તો જુદા છે. શેક્સપિયર કથાસમાજ ઇંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર કરવામાં (હાલના) દિવાનબહાદુર મણિભાઇ જસભાઇ તથા રા. રા. છોટાલાલ સેવકરામ તેમના સહકારી હતા.

તેઓનો સ્વભાવ બહુ સ્નેહમમતાવાળો છે. તેમનાથી અધિક સ્વામી ભક્ત હોવા કઠિન છે. ઉપયોગી થઈ યથાશક્તિ બહુજનનું કલ્યાણ કરવું એજ તેમનું લક્ષ્ય છે. તેમના ગ્રંથો દેશાન્તરમાં પણ જ્યાં જ્યાં ગૂજરાતી સમજાય છે ત્યાં ત્યાં જોવામાં આવેલાછે.

## રા. રા. રણછોડભાઇના ગ્રંથોની ટીપ.

૧ જયકુમારીવિજય નાટક (ત્રીજી આવૃત્તિ). ૨ લલિતાદુઃખદર્શક (પાંચમી આવૃત્તિ અચલમુદ્રા). ૩ નલદમયંતી નાટક (ત્રીજી

આવૃત્તિ ). ૪ બર્થોલ્ડ (બીજી આવૃત્તિ). ૫ હરિશ્ચંદ્ર નાટક (બીજી આવૃત્તિ ). ૬ તારામતીસ્વયંવર ( બીજી આવૃત્તિ ). ૭ વિક્રમોર્વશી ત્રોટક ( બીજી આવૃત્તિ થવાની છે). ૮ આરોગ્યતાસૂચક (બીજી આવૃત્તિ થવાની છે). ૯ પ્રસ્તાવિક કથાસમાજ (બીજી આવૃત્તિ થવાની છે). ૧૦ માલવિકાગ્નિમિત્ર નાટક. ૧૧ પ્રેમરાય અને ચારુમતી. ૧૨ લઘુસિદ્ધાંતકૌમુદી, (ગૂજરાતી ટીકા સહિત). ૧૩ હિતોપદેશ (મિત્રલાભ, મિત્રભેદ, વિગ્રહ, સંધિ). ૧૪ બાણાસુર મદમર્દન (ઓખાહરણ નાટક) (આવૃત્તિ બીજી). ૧૫ મદાલસા અને ઋતુધ્વજ નાટક. ૧૬ હરિશ્ચંદ્ર નાટકનો સાર. ૧૭ રાસમાલા ભાગ ૨ ( ફારબસ સભાએ ભાષાન્તર કરાવેલ). ૧૮ ગોપાળદાસ (નાટક છપાવાનું છે). ૧૯ કુળવિષે નિબંધ ( બીજી આવૃત્તિ થવાની છે ). ૨૦ સંતોષ સુરતરૂ ( બીજી આવૃત્તિ થવાની છે ). ૨૧ શેકસપિયર કથાસમાજ ( ૨. મ. છો. થવાની છે.)

## હવે પછી પ્રસિદ્ધ થવાના છે.

૨૨ પાદશાહી રાજનીતિ. ૨૩ નાટ્યપ્રકાશ. ૨૪ રસપ્રકાશ. ૨૫ રત્નાવલી નાટિકા ( સંસ્કૃત ઉપરથી).

## રા. રા. છોટાલાલ સેવકરામ,

### કચ્છ મહારાવશ્રી ૭ ના મંત્રી.

**જન્મ**– સંવત્ ૧૮૯૮ આષાઢ વદિ ૩૦ ને દિને અમદાવાદમાં થયો.
**જ્ઞાતિ-ગુરુગોત્રાદિ.**— દ્વિજ. કાશ્યપગોત્ર, સામવેદ, કૌથુમી શાખા.

તેઓ તથા રા. મોતીલાલ લાલભાઇ (હાલ કચ્છ રાજ્યના પ્રધાન) અમદાવાદમાં સાંકડીશેરીમાં બહુ સમીપ રેહેતા હતા તેથી બાલ્યાવસ્થામાંથી તેઓ બે સહચર અને સહાધ્યાયી થયાછે.

ગામઠી નિશાલે અભ્યાસ કરી, સરકારી ગુજરાતી નિશાલ અને પછી ઇંગ્રેજી સ્કુલમાં ઉત્તરોત્તર સારો અભ્યાસ તેમણે કર્યોછે. નડિયાદના વિખ્યાત દેશાઇજી વિહારિદાસે, પોતાના પુત્રો–રા. રા. હરિદાસ (જે અહુણાં સુરાષ્ટ્રરાજ્યના પ્રધાન છે તે), રા. રા. આનાસાહેબ, તથા રા. રા. બહેચરદાસ (જે અહુણાં લેજિસ્લેટિવ કૌન્સિલના મેમ્બર છે અને ધી આનરેબલ સરદાર રાવબહાદુરના પદ સહિત પ્રસિદ્ધ છે તે)—તેમને અમદાવાદમાં ઇંગ્રેજી અભ્યાસ કરવા મોકલ્યા હતા તેઓ પણ સાંકડી શેરીમાંજ વસ્યા. તેથી તેઓ અને તેમના સહવાસી વિદ્વજ્જનભૂષણ રા. રા. રણછોડભાઇ ઉદયરામ તથા મનઃસુખરામ સૂર્યરામ એ આદિ મંડલસાથે તેમનો પરિચય એ સમયથીજ છે. કે જે મંડલના રા. રા. અંબાલાલ સાકરલાલ તથા પોતે છોટાલાલ આદિ પણ સભ્ય છે. રા. છોટાલાલ ઇંગ્રેજી સ્કુલના પ્રથમ વર્ગમાં ગયા ત્યારે ત્યાં સ્વર્ગવાસી રા. રા. ભોલાનાથ સારાભાઇના દ્વિતીય પુત્ર ગત રા.રા. આપારાવ–જેઓ બહુ બુદ્ધિશાલી અને શુભગુણાલંકૃત હતા– તેમનીસાથે અપૂર્વ સ્નેહગ્રંથી બંધાઈ હતી. તેમનું અકાલે મૃત્યુ થતાં એક આશાજનક પુત્રની ગુજરાતને હાનિ થઇ છે. તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્રાદિ "શબ્દમૂલદર્શક કોશ" માં રા. છોટાલાલે આપ્યાં છે. અમદાવાદની પ્રોવિન્શિયલ કાલેજમાં પણ રા. છોટાલાલ સામીલ થયા હતા. એજ સંધિમાં (અહુણાના દીવાનબહાદુર) રા. રા. મણિભાઇ સાથે પણ સમાગમ થયો. અને ન્યાયશાસ્ત્રાદિનો અભ્યાસ કર્યો. આ રાજનીતિજ્ઞ કુશલ ગૃહસ્થસાથે રા. છોટાલાલનો સહવાસ પછી કચ્છમાં પણ સાત વર્ષસુધી રહ્યો.

ઓગણીસ વર્ષના વયમાં તેમનો ઇંગ્રેજી અભ્યાસ પૂરો થતાં સ્કુલના મુખ્ય ગુરુ મિ. કર્ટિસે ડુંગરપુરના દેશીસંસ્થાનમાં રાજકુમારના શિક્ષકની જગોએ તેમને મોકલ્યા. ત્યાં આશરે બે વર્ષ રહ્યા.

રા. રા. રણછોડભાઇ મુંબઇ જતાં તેમની ઉપદ્વૈભાષિકની જગોપર રા. છોટાલાલની ગોઠવણ થઇ.

એ ઉપ-ભાષાન્તર-કર્તા રૂપે તેમણે 'મોરિસકૃત હિંદુસ્થાનના ઇતિહાસ'નું ગુજરાતી ભાષાન્તર કરયું. તેમજ 'કેન્ડીકૃત જગત્‌ના ભૂગોલ'નું ભાષાન્તર પણ મરાઠી ઉપરથી ગુજરાતીમાં તેમણેજ કરેલું છે. "મુસલમાની શરેહ" ના પુસ્તકનું ઇંગ્રેજી પરથી ભાષાન્તર પણ રા. મણિભાઇ જસભાઇએ તથા તેમણે એકત્ર મલી કરેલું છે. 'શેકસ્પીયર કથાસમાજ' નામે જે ગ્રંથ પ્રસિદ્ધ છે તેમાં રા. રા. રણછોડભાઈ, અને દી. બા. મણિભાઇ સાથે તેઓએ પણ કેટલીક વાર્તાઓનું ભાષાન્તર કરેલું છે.

કવિતાઉપર તેમની અભિરુચિ છેક બાલ્યાવસ્થામાંથીજ થયેલી છે. ધ્રુવાખ્યાન, નૃસિંહમહેતા અને મીરાંબાઇનાં પદ એ આદિ તેમનાં માતૃશ્રીને જીવ્હાગ્રે હોવાથી તેઓ નિત્ય ગાય; તેમજ તેમના પિતા સેવકરામ,-જેઓ નડિયાદમાંના સન્તરામના ભક્ત હતા-તેઓ પાછલી રાતે ઉઠી પ્રભાતિઆં આદિ પદ ગાતા; તેના શ્રવણથી તેમના અન્તઃકરણમાં કાવ્યપ્રીતિનો આવિર્ભાવ થઈ તેને પુષ્ટિ મળી હતી. પોતેપણ શામલભટ્ટ આદિ કૃત વાર્તાઓનાં પુસ્તકો વાંચતા. અને પછી પ્રસંગાપાત કવિતા રચવાનું પણ યુવાવસ્થામાંથી રા. છોટાલાલે આરંભ્યુ. તેમનાં કેટલાંક પદ આદિ માસિક પત્રોમાં પ્રસિદ્ધ થયેલછે. વૃન્દસતસઈ (વૃન્દસપ્તશતી) નામે હિંદી દુહરાનું ગુજરાતી દુહરામાં ભાષાન્તર કરીને તેમણે પ્રસિદ્ધ કરેલું છે.

જેવામાં ઉપભાષાન્તરકર્તાનું કામ કરતા તેવામાં અમદાવાદના જજસાહેબની આફિસમાં તેમને આફ્ટિંગ જગો મલી હતી. ત્યાંથી પાછા આવ્યા પછી તુરતજ તેમને મુંબઈ જવું થયું. કારણ (અહુણાંના) સર મંગલદાસ નથુભાઈ તેવામાં મુંબઇની લેજિસ્લેટિવ કૌન્સિલના મેમ્બર નિમાયા હતા અને તેમને એક અમાત્ય (પ્રાઇવેટ સેક્રેટરી) જોઈતો હતો. તેમણે રા. મનઃસુખરામ દ્વારા રા. છોટાલાલને પસન કરી રાખ્યા. સર મંગલદાસના કુટુંબમાંજ તેઓ રેહેતા. પરસ્પર તેમનાં સ્નેહ-મમતા બહુ વધ્યાં હતાં. ત્યાં છએક વર્ષ રહ્યા. ત્યાંથી છુટા પડતાં સર. મંગલદાસે બહુ પ્રશંસાનાં વાકયો લખી વિયોગના કારણથી ખેદ દર્શાવ્યો છે.

સ્વાભાવિક બુદ્ધિમન્ત કચ્છ મહારાવ શ્રી ૭ ખેંગારજીને કોમલ વયમાંથીજ સારો વિદ્યાભ્યાસ કરાવવાનો વિચાર હતો. સન ૧૮૭૭

માં ત્યાં રીજેન્સી કૌન્સિલ થઇ. કચ્છ રાજ્યના પ્રધાન પદે રા. રા. મણિભાઈ જસભાઇ થયા હતા. તેમણે, મહારાવ શ્રી ૭ નું અસાધારણ બુદ્ધિબલ જોઇ, તેને યથાર્થ પુષ્ટિ મલી તે પ્રકાશનને પામે એવા શિક્ષકની યોજના કરવા ચિન્તાપૂર્વક પ્રયત્ન કર્યો. રા. રા. છોટાલાલને બહુ પ્રકારે તે શુભકાર્ય કરવા યોગ્ય ગણી તેમનો ત્યાં યોગ કર્યો. તેમાં દી. બા. મણિભાઈની દીર્ઘદૃષ્ટિ કેવી ઉત્તમ પ્રકારની હતી તે શુભ પરિણામ પરથી પણ સહજ દિસી આવેછે. કચ્છ દેશાધિપતિના જેવા સ્વધર્મજ્ઞ રાજ્યકર્ત્તા મહારાજાઓમાં વિરલ પુરુષ દૃષ્ટિગોચર થાયછે. રામચંદ્રજીના ગુરુ વસિષ્ઠ મુનિએ કહ્યુંછે કે:—

ज्ञप्तेश्च कारणं राम शिष्यप्रज्ञैव केवला

(હે રામ ! શિષ્યની કેવલા બુદ્ધિ એજ જ્ઞપ્તિનું (જ્ઞાન થવામાં) કારણ છે એ સત્ય છે તોપણ કંઈક અંશે તેવા શુભ પરિણામમાં ભાગ અને માન શિક્ષકને પણ છે. એ મત પ્રમાણે રા. છોટાલાલને અભિનન્દન આપવા કારણ છે. કચ્છમહારાવ શ્રી ૭ ખેંગારજી સવાઇ બહાદુર, જી. સી. આઈ. એઓએ રાજ્યકાર્ય સ્વતંત્ર સ્વાધીન કરયા પછી રા. રા. છોટાલાલને પોતાના મંત્રીનું બહુ માનદ પદ આપ્યું છે અને એક મ્હોટા દરબારમાં ભાષણ કરી તેમના નવ વર્ષના સંબંધવિષે બહુ સન્તોષ દર્શાવી તેમની યોગ્યતાની પ્રશંસા કરી હતી.

રાજ્યકાર્યમાં યુક્ત થયા છતાં પણ તેમણે વિદ્યાનું શુભ વ્યસન સતેજ રાખ્યુંછે. અવકાશાનુસાર પઠન ગ્રંથન ચાલુ છે. હિતોપદેશ જેવા એક 'ટેલીમેકસ' નામે યુરોપીયન ગ્રંથનું ગુજરાતીમાં હાલ તેઓ ભાષાન્તર કરેછે, કે જે તેમના જેવાએ કરવુંજ બહુ કારણથી યોગ્યછે. તેમનામાં સામાનું મન આકર્ષવાનો કોઇએક અસાધારણ ગુણ જણાયછે.



રા. રા. અંબાલાલ સાકરલાલ.

## રા. રા. અંબાલાલ સાકરલાલ.

**જન્મભૂમિ.**—અમદાવાદ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૦.

**જ્ઞાતિ.**—વીસનગરા નાગર.

તેઓએ પોતાની સ્વભાષાની સાધારણ કેળવણી સંપાદન કર્યા ઉપરાંત અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરી અમદાવાદ હાઈસ્કૂલમાં આસિસ્ટંટ માસ્તરની જગો લીધી હતી. તેજ સમયે ગૂજરાત કૉલેજ ઉઘડવાથી તેમાં તેઓ દાખલ થયા અને પરીક્ષામાં અગ્રેસર નિવડયા.

ઇ. સ. ૧૮૬૩ માં સર થિઓડોર હોપ અમદાવાદના કલેકટર હતા, ત્યારે તેમણે પરીક્ષા લઇ સારા પગારની કાયમ જગો આપી. તે અગાઉ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે પરીક્ષા આપી તેઓ વકીલાતનું કામ કરતા હતા. એટલે અમદાવાદ લગી રેલવે લાઇન ચાલુ થતાંજ મુંબઇ જઇ એલ. એલ. બી. ની પરીક્ષા આપવાનો તેમનો ઇરાદો થયો, અને પ્રથમ તેઓએ મુંબઇ જઇ મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપી, જેમાં તે પેહેલા નંબરે પસાર થયા પછી એલિફન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરી, એમ. એ. અને છેવટ સને ૧૮૬૯ માં એલ. એલ. બી. ની પરીક્ષામાં પસાર થયા. એમનો અભ્યાસ ઘણોજ ઉત્કૃષ્ટ રીતે ચાલેલો ગણાય છે, ને કૉલેજમાં સંસ્કૃત આદિના જ્ઞાન માટે તેમનું અદ્યાપિ પણ જૂના શિક્ષકો સ્મરણ કરેછે. વિદ્યા તરફ એ ગૃહસ્થે આગ્રહથી પ્રયત્ન કર્યો છે, તે અનુકરણીય છે.

સર જેમ્સ પિલ જેઓ કેળવણીખાતાના તે વખતના ડિરેકટર હતા, તેઓએ તેમને સુરતની હાઇસ્કૂલમાં આકટિંગ હેડ માસ્તરની જગા ઉપર ઠરાવ્યા. ત્યાં બે ત્રણ વર્ષ કામ કર્યા પછી અમદાવાદ હાઇસ્કૂલમાં તેજ હોદ્દા ઉપર તેમની બદલી થઈ અને અમદાવાદમાં ગૂજરાત કૉલેજ સ્થપાતાં તેના પ્રિન્સિપાલ તરીકે પણ તેઓ નિમાયા.

ઈ. સ. ૧૮૭૫ માં સર. ટી. માધવરાવે નવસારીના ડિસ્ટ્રિક્ટ જડજ તરીકે તેમની નિમણુક કરી, અને ત્યાર પછી કડી પ્રાંત તથા

વડોદરામાં એજ હોદ્દાથી ગાયકવાડ સરકારની સેવા બજાવતા. હાલ વડોદરાની હાઇકોર્ટના તેઓ આક્ટિંગ ત્રીજા ન્યાયાધીશ નિમાયા છે.

તેઓએ "અર્થશાસ્ત્ર" નું ગૂજરાતી પુસ્તક મીલના પુસ્તકના આધારે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની ભલામણથી રચ્યું છે; અને ભાંડારકરની બીજી સંસ્કૃત પોથીનું ગૂજરાતી ભાષાન્તર પણ સરકાર-માટે કર્યું છે. સરકારે જે ગૂજરાતી કોશ રચાવ્યો છે તેમાં પણ તેઓએ સારો ભાગ લીધો છે.



રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા.

# રા. રા. પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા.

**જન્મભૂમિ.**—જુનાગઢ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૧૮ ના માર્ગશીર્ષ વદિ ૯.

**જ્ઞાતિ.**—વડનગરા ગૃહસ્થ નાગરબ્રાહ્મણ. અવટંક ઝાલા.

"ઝાલા" નું કુલ સંસ્થાન જુનાગઢના ઇતિહાસમાં લગભગ દોઢસો વર્ષ થયાં પ્રખ્યાતિ પામતું આવ્યું છે. તે કુલના પ્રથમ નામાંકિત પુરુષ જગન્નાથ મોરારજી ઝાલા પોતાના સદ્ગુણોથી સંવત્ ૧૮૦૬ માં જુનાગઢના રાજ્યના કાર્યભારીનું પદ પામ્યા હતા. તેઓએ પોતાનો કાર્યભાર આઠ વર્ષ નિર્વિઘ્ને ચલાવ્યો. તેમના પછી બીજી પેઢીએ ઝાલા અમરજી રુદ્રજી સંવત્ ૧૮૪૭ માં નવાબસાહેબ બાહાદુરખાનજીના કબીલાના ખાનગી કાર્યભારીની પદવીએ આવ્યા હતા. તેમની સેવાથી પરમસંતોષ પામીને, નવાબસાહેબ શ્રી અહામદખાનજીએ તેમને સંવત્ ૧૮૫૩ માં ગાંગેચા નામે ગામ વંશપરંપરા ઈનામમાં આપ્યું હતું. આ અમરજી ઝાલાએ સંવત્ ૧૮૭૪ સુધી ઉપર કહેલી પદવી ભોગવી. ત્યાર પછી તેમના બે પુત્ર ગોવિંદજી અને ઇંદ્રજી સંવત્ ૧૮૮૦ માં નવાબસાહેબ અહામદખાનજીના મુખ્ય કાર્યભારી નીમાયા. તેમના પછી આ વંશમાંજ મહાન્ યશસ્વી પુરુષ થયા છે તેમનું નામ આખા કાઠીયાવાડમાં અને આ પ્રાન્તના બીજા ભાગના સજ્જનોમાં અભાગ્યેજ કોઇને અજાણ્યું હશે.—આ પુરુષ તે ઇંદ્રજીના પૌત્ર રાવ બાહાદુર સુજ્ઞ ગોકુલજી સંપત્તિરામ ઝાલા હતા. તેઓ સંવત્ ૧૮૮૦ માં જન્મ્યા હતા અને સૌરાષ્ટ્ર ભૂપના મુખ્ય દિવાનની અતિ માનપ્રદ પદવી લગભગ અઢાર વર્ષ ભોગવ્યા પછી તેજ ઉચ્ચ પદ છતાં સંવત્ ૧૯૩૫ ના માર્ગશીર્ષમાં વિદેહકૈવલ્ય થયા હતા. તેમની વિદ્વત્તા, બ્રહ્મનિષ્ઠતા અને રાજ્યકાર્યમાં અતિકુશલતા આદિ ગુણોએ કરીને રાજ્યનો અભ્યુદય તેમના સમયમાં અદ્ભુત વૃદ્ધિ પામ્યો. સંવત્ ૧૯૨૩ ના વર્ષથી તેમના કાકા રા. સુંદરજી, તેમની સાથેજ, ખાનગી કાર્યભારીને હોદ્દે હતા. તેઓ શાન્ત પ્રકૃતિના અને નિર્લોભી રાજ્યભક્ત હોવાથી નવાબસાહેબ શ્રી મહોબતખાનજીની તથા અમાત્યમંડલની તેમના ઉપર બહુજ મમતા હતી, અને સંવત્ ૧૯૩૩ ના મહા માસમાં તેઓનો સ્વર્ગવાસ થતાં, તેમના પુત્ર રા. પુરુષોત્તમરાયને નામદાર નવાબસાહેબે યોગ્ય આશ્રય આપ્યા ઉપરાંત, તેમની બાલ્યાવસ્થા છતાં તેજ ખાનગી કાર્યભારીની જગાએ સ્થાપ્યા હતા. રાવબહાદુર સુજ્ઞ ગોકુલજીભાઇની પ્રીતિ રા. પુરુષોત્તમરાય ઉપર સ્વાભાવિક રીતેજ સારી હતી, અને "પુત્રનાં

લક્ષણ પારણામાંથી જણાય." તેમ તે દીર્ઘદષ્ટિ પુરુષને રા. પુરુષોત્તમરાયના બાલ્યપણથીજ જણાયું હતું કે પોતાના પછી પોતાના કુલનું નામ રાખે અને નામદાર નવાબસાહેબની તથા રાજ્યની ખરી સેવા કરે એવા ગુણના અંકુર પુરુષોત્તમરાયમાં છે. આનુ પ્રમાણ તેમના મિત્ર વિદ્વદ્વર્ય રા. રા. મનઃસુખરામ સૂર્યરામે લખેલા તેમના જીવનચરિત્રમાં (પૃષ્ઠ ૩૦૨) જોવામાં આવેછે. તેઓ લખેછે કેઃ—

"ગોકુલજીભાઇને તેમના કુટુંબમાં પ્રથમથી રા. પુરુષોત્તમરાય ઉપર અંતર્થી અધિક પ્રેમ હતો. તેની આશાજનક યોગ્યતા જોઇ પોતે બહુ પ્રસન્ન થતા. અને કોઇક દિવસ ઝાલાના કુટુંબમાં તે એક નામાંકિત ઉઠશે એમ અનુમાન કરતા."

રાજ્યસેવામાં રા. પુરુષોત્તમરાયે પ્રવેશ કર્યો તે સમયે તેમનું વય માત્ર ૧૫ વર્ષનું છતાં તેઓએ પોતાની ચાલાકી, તથા તીવ્રબુદ્ધિ, વગેરે ગુણોથી નામદાર નવાબસાહેબ તથા વજીરસાહેબ બહાવદીનભાઇ ઉપર એટલી તો સારી અસર કરી દીધી કે તેમને, સંવત્ ૧૯૩૮ મા, નવાબસાહેબ મોહોબતખાનજી બેહેસ્તનસીન થતાં દિવાન દફતરે દિવાનના મદદનીશની મ્હોટી પદવીએ નીમવામાં આવ્યા. આ પ્રમાણે બાલ્યાવસ્થામાંથીજ કાર્યભાર શબ્દશઃ માથે પડવાથી તેમના અનુભવમાં ઘણોજ વધારો થયો, બુદ્ધિ અ-કાલે પ્રફુલ્લ થઇ, અને રાજ્યકાર્ય સમજથી તથા ધીરજથી કરવામાં કુશલતા પ્રાપ્ત થઈ. ગત દિવાન સુજ્ઞ ગોકુલજીભાઈ, હાલના વિખ્યાત દિવાન રા. રા. હરિદાસભાઇ તથા જુનાગઢ સંસ્થાનના મુંબઇખાતાના પ્રતિનિધિ રા. રા. મનઃસુખરામભાઈ એ ત્રણે મહાન્ પુરુષોના સહવાસથી તથા બોધથી તેમને રાજ્ય વ્યાવહારિક વિષયોનું જ્ઞાન સારીરીતે પ્રાપ્ત થયું, પરંતુ બાલપણથીજ આમ યુવાવસ્થાના ધર્મ અંગીકાર કરવા પડ્યાથી હાનિ એક એ થઇ કે પ્રથમ વયનું આ સમયને અનુસરતું મુખ્ય કાર્ય ઇંગ્રેજી વિદ્યાભ્યાસ કરવાનું તે-યથેચ્છ રીતિયે થઈ શક્યું નહિ, અને ઇંગ્રેજીશાળામાં કાંઇક અભ્યાસ થયો ન થયો ને તે અપૂર્ણ રાખી બીજે માર્ગે તેમને મન વ્યાપૃત કરવું પડ્યું. પણ તે કામમાં તેઓ એવા કુશલ નીવડ્યા છે કે બહુની કલ્પના કરતાં અધિક લોકપ્રિયતા મેળવી છે. દૂરદષ્ટિ અને સહનશક્તિ, ધૈર્ય, અધિકાર મદનો કે બુદ્ધિમદનો અભાવ, સરલતા, નિરભિમાનિતા, ગુણરાગ અને ગુણગૃહણતા, તીવ્રબુદ્ધિ અને મહાશયના એ આદિ શુભ ગુણો વૃદ્ધાવસ્થા વાલાને પણ બહુ શોભા આપે એવા છે, તો એમના જેવા યુવાવસ્થાવાલાવિષે તે હોય તે પ્રમાણમાં અધિક શોભા આપે એ સ્વાભાવિક છે.

## રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ.

**જન્મભૂમિ.**—જૂનાગઢ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૮૮૪ ના માર્ગશીર્ષ વદી ૩૦, સન ૧૮૨૭.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર, બ્રુચ.

એઓએ સ્વભાષાની સાથે સંસ્કૃત જ્ઞાન સંપાદન કર્યુંછે. બાલ્યાવસ્થામાંજ તેઓ તે વખતની રીતિ મુજબ રા. અનંતજી (જુનાગઢના માજી દિવાન) સાથે ઉપલેટા ગયા, અને રા. અનંતજીને રાજકોટમાં કાર્યભાર મળતાં તેમની સાથે રહ્યા. સંવત્ ૧૯૦૦ માં રા. અનંતજી જુનાગઢના કાર્યભારી થતાં તેઓએ નૃસિંહપ્રસાદને સીલ બંદરના વહિવટદાર નિમ્યા, ત્યાર પછી તેઓ પ્રભાસપાટણના વહિવટદાર થયા. જ્યાં તેમને જાણીતા બહારવટીયા રબારી રૂડા તથા માણિક નાઘેર તથા બાબરિયાવાડના ચડિયાતા અણુજી અને એક બીજાને પકડી અંગ્રેજ સરકારને સ્વાધીન કરવાનો પ્રસંગ મળ્યો. જુનાગઢના મરહુમ નવાબ હામદખાનજીની સ્વારી દેલવાડા–ઉના મહાલ તરફ ગઈ હતી, ત્યાંથી પાછી ફરતાં પાટણ આવી, ત્યાં એઓની ચાલાકી અને ચંચળાઇ મરહુમ નવાબ સાહેબે જોવાથી તેમને હજુરમાં રાખ્યા. કેટલાક સમય પછી પોરબંદરના માધવપુર અને જુનાગઢના આજક મેખડીના સિમાડા માટે તકરાર ઉઠી, તેમાં કેટલાક લોકોની ઈર્ષ્યાથી નવાબ સાહેબને સમજાવી તેઓને તે કામગિરી ઉપર મોકલ્યા, તેમાં પણ તેઓએ સ્તુતિપાત્ર શ્રમ લઈ પોરબંદરની જુની હકીકત જાહેરમાં લાવી છેવટે જુનાગઢની તર્ફેણમાં ફેસલો કરાવ્યો. એઓની પ્રામાણિકતા જોઇ પોલિ. એજંટ કર્નલ લાંગે નવાબ સાહેબ હામદખાન બ્હેસ્તનસીબ થવાથી પોતાની દેખરેખ નીચે જુનાગઢ આવવાથી જુનાગઢ તરફથી સ્ટેટ વકીલનો મુખ્ય હોદ્દો આપી પોતાની હજુરમાં રાખ્યા.

તેઓને કર્નલ લાંગ સાહબે પેહેલા અસિસ્ટંટના શિરસ્તેદાર નિમ્યા અને છેવટે તેઓ કર્નલ લાંગ સાહેબના શિરસ્તેદાર પણ થયા. લીંબડી સંસ્થાનના ભાયાતો વચ્ચે હુલ્લડ ઉઠવાથી તેઓએ મોહોટાં લશ્કર સાથે જઇ સુલેહથી સમાધાન કર્યું. તેવીજ રીતે ગોંડળની રાણી અને કારભારી વચ્ચેની ખટપટનું પણ સમાધાન કર્યું. સંવત્ ૧૯૧૯ માં તેઓએ તે નોકરી પોલી. એજંટ અને બીજા અંમલદારોની મેહેરબાની વચ્ચે છોડી, અને તેજ વર્ષે જુનાગઢના નવાબ મોહોબતખાનજીએ તેમને

સલાહકાર નિમ્યા. તે વખતમાં ન્યાયસૂત્રનું ધોરણ સુધરેલી રીતિ નીતિપ્રમાણે તેઓએ બાંધ્યું હતું, કે જેનું અનુકરણ કરવાનો બીજાં સંસ્થાનોએ પણ પ્રસંગ લીધોછે.

જેતપોરના કાઠી દરબારો અને જુનાગઢ વચ્ચે ૧૫૦ ગામોનાં મજમુપણાંવિષે વાંધો હતો, તે બાબત કર્નલ કિટિંજે તેઓને સ્પેશિયલ અસિસ્ટંટનો અધિકાર આપી નિમ્યા, અને તેમણે તેનું ઘણી સુલેહ ભરી રીતે છેવટ આણ્યું. એવી રીતિના રાજ્ય હક્કોની કીમતી સેવાના બદલામાં નવાબ સાહેબ તરફથી તેમને સમઢીયાળા ગામ વંશપરંપરા જાગીરમાં મળ્યું. સંવત્ ૧૯૩૦ માં મઈયા લોકોએ પણ તોફાન મચાવેલું, તેનો સુલેહ ભરી રીતે તેઓએ નિવેડો આણ્યો હતો. જાહેર ફંડો, અને ધર્મસ્થાનો, તથા બીજાં કેટલાંક ધાર્મિક કાર્યોમાં તેઓએ સારો ભાગ લીધો છે, તથા મહારૂદ્ર, અતિરૂદ્ર વિગેરે યજ્ઞો પણ તેઓએ કરેલા છે. તેઓ ઇસ્ટ ઇંડિયા અસોસિએશન તથા ગૂજરાત વર્નાકયુલર સોસાયટીના લાઇફ મેમ્બર છે.

તેઓ સ્વભાવે શાન્ત, ગંભીર, પરોપકારી, અને ધાર્મિક છે, તથા વિદ્વાનોની બુજ જાણનારા છે. તેમની પ્રજાપ્રીતિથી તેઓ સર્વને પ્રીતિપાત્ર થયાછે.



શેઠ દામોદરદાસ ઠાકરસી. જે.પી.

# સ્વર્ગવાસી શેઠ ઠાકરશી મુલજી અને તેમના મોટા પુત્ર શેઠ દામોદર ઠાકરશી મુલજી.

---

## સ્વર્ગવાસી શેઠ ઠાકરશી મુલજી.

**જન્મભૂમિ.**—વરવાળા.

**જન્મદિવસ.**—સવંત્ ૧૮૬૩.

**જ્ઞાતિ.**—ભાટિયા.

મુંબઇ નગરીમાં કાઠિયાવાડ પ્રાંતમાંથી આવી વસેલા ભાટિયા જ્ઞાતિના એક મોહોટા નામિચા અને પ્રખ્યાત આ શેઠ ઠાકરશી મુલજી હતા. જેમના પુર્વજો પ્રથમ જામનગર તાબેના ખંભાલીઆ ગામમાં વસતા હતા. એઓની ત્રીજી પેહેડીના વડીલ આડત દયાલ થઇ ગયાછે; જેઓ દશ વર્ષની વયના હતા, તેવામાં તેમની માતુશ્રી ગુજરી જવાથી સંવત્ ૧૮૦૫ ની સાલમાં પોતાને મોશાળ વરવાળે રહેવા ગયા, ત્યારથી ઓખામંડળના રહેવાશી થયા. એ આડત દયાલ સંવત્ ૧૮૪૦ માં વેપારને અર્થે પોતાના રામજી તથા વાલજી નામના બે પુત્રોને સાથે લઇને મસ્કત બંદર તરફ ગયા; જ્યાં આઠ વર્ષ રહી પાછા વરવાળે આવી વહાણવટીનો તથા દુકાનદારીનો ધંધો કરતા હતા. એ આડતના ત્રીજા પુત્ર શેઠ મુલજી સંવત્ ૧૮૩૫ માં જન્મ્યા હતા; જેઓ અતિશય ચોખા દિલના હતા. એ શેઠ મુલજી નાની વયમાંથીજ વહાણવટીનો ધંધો કરતા હતા; તે એવી રીતે કે પોતે જાતે વહાણમાં બેસી મુખ્યત્વેકરી મલબાર કોસ્ટા તથા કાઠિઆવાડમાં મહુવા, ભાવનગર અને જાફરાવાદ વિગેરે બંદરો પ્રત્યે જઇ, ત્યાંથી માલ ખરીદ કરી લાવી પોતાના દેશ દ્વારકામાં વેપારીઓને વેચતા હતા. એપ્રમાણે એઓએ નજદીક ૩૦ વર્ષસુધી કામ ચલાવ્યું; ત્યારપછી તેઓના પુત્ર શેઠ ઠાકરશીને એક વહાણમાં રૂ. ૮૦૦ ના આશરાનો માલ ભરી આપી મુંબઈ મોકલાવ્યા; જેમાંથી આશરે રૂા. ૩૦૦ ની ખોટ ગઈ. તેથી શેઠ ઠાકરશીના મનમાં આવ્યું, કે પ્રથમજ વેપારમાં ખોટ કરી મારા પિતાને શું મોહું દેખડાવું. એવા વિચારથી તેઓ મુંબઇમાં રહ્યા, અને શેઠ મુલજી પોતાના દેશમાં રહી ૨૦ વર્ષસુધી બીજાઓ હસ્તક વહાણમાં માલ મંગાવી ધંધો કરવા લાગ્યા. એ રીતે લગભગ ૫૦ વર્ષસુધી એઓએ ધંધો ચલાવ્યા પછી, પોતાના પુત્ર

ઠાકરશીનો ધંધો મુંબઈમાં સારો ચાલતો જોઇ, પોતાનો વેપાર છોડી દઇને બાકીના ૧૫ વર્ષસુધીનો કાલ દેશમાં ગુજારી, સંવત્ ૧૯૧૬ માં દ્વારકાપુરીમાં સ્વર્ગવાસી થયા; જેમના બીજા પુત્ર આ શેઠ ઠાકરશી હતા. તેઓ તે સમયની સાધારણ કેળવણી સંપાદન કરી પોતાના ધંધાનું જ્ઞાન મેળવી, પોતાની ૧૮ વર્ષની યુવા વસ્થાએ સંવત્ ૧૮૮૧ માં વેપાર અર્થે મુંબઇ આવ્યા, ત્યારથી તેમનાં કુટુંબનો મુંબઇમાં નિવાસ થયો. તેઓએ અત્રે આવી પ્રથમ એક પરચુરણ કાપડની દુકાન કહાડી. તે દિવસથી તેઓ કેવા પ્રમાણિક હતા, તેનો એકજ દાખલો અત્રે આપવાથી જાણવામાં આવશે કે, એઓએ જે દિવસે કાપડની દુકાન ઉઘાડી તેજ દિવસે એક વાણીઆના છોકરાને માલ વેચવાસારૂ રાખ્યો હતો, તેણે કાપડ લેવા આવેલી એક કામાટણબાઇ પાસેથી, ઠરાવ્યા પ્રમાણે એકવાર કાપડના છ આનાના પૈસા લઈ, બે ઇંચ કાપડ ઓછું ભરી આપ્યું, જે શેઠના જાણવામાં આવ્યાથી તેઓએ તે છોકરાને કહ્યું કે, "જ્યારે તું ગ્રાહકને પુરૂં કાપડ આપતો નથી, ત્યારે મને શું કમાવી આપશે! તેથી જા હું તને રજા આપુછું." એપ્રમાણે પ્રમાણિકપણાથી દુકાન ચલાવતાં સાથે બહાર ગામથી આવતા આરબ વેપારીઓને કમીશને માલ અપાવવાનું કામ ચલાવ્યું. તે પ્રથમ સ્થાપેલી પેહેડી એવી સુચોઘડીએ ઉઘડી કે, તે આજે ૬૫ વર્ષની પુરાણી ચાલુ છે; જે પોતાના આવાં પુરાતનપણા સાથે પ્રતિદિન પોતાની કીર્તિમાં વધારો કરેછે. સવત્ ૧૯૦૯ માં શેઠ ઠાકરશીએ મુંબઈના તે વેળાના એક મોટા પારશી વેપારી શેઠ માણેકજી નસરવાનજી પીટીટ સાથે જોડાઈ, ભાગમાં મિ. પીટર કબાબી નામની એક નામીચી અંગ્રેજી પેઢીની દલાલી કરવા માંડી હતી. એ પછી શેઠ ઠાકરશી મુલજીની પેહેડીએ મુંબઈના એક બે બીજા પહેલા વર્ગની અને બહોળા વહીવટવાળી અંગ્રેજી પેઢી જેવી કે મેસર્સ ગાડમ કંપની, અને મિ. સાલેમાન બેટેસની કંપનીની પણ દલાલી કરવા માંડી હતી. સંવત્ ૧૯૨૪ માં એક નવું કાપડ બજાર બાંધવાની ઘણી અગત્ય દિસવાથી શેઠ ઠાકરશી મુલજીવાળી પેહેડી કે, જેમાં તેમના ઉમરે પુગેલા બે ત્રણ સુજ્ઞ પુત્રો પણ આ વેળાએ જોડાયેલા હતા, તેઓએ પોતાના એક સગા સ્વર્ગવાસી ભાટિયા શેઠ મુલજી જેઠાની સાથે મળીને બહારકોટ મધ્યે એક નવું મોટું કાપડ બજાર બાંધ્યું છે; જે બજાર મુંબઇના મોટા વેપારના કામમાં એક મુખ્ય અને મોટી સગવડ કરતા થઈ પડયું છે. શેઠ ઠાકરશી મુલજી પુર્વેથીજ ઘણા પ્રમાણીક, ચોખ્ખા, વહેવારી, મહેનતુ, હિંમતવાન્, ધર્માસ્તિક, તથા પરોપકારી હોવાથી

પ્રતિદિન પોતાના ધંધામાં વધતા ગયા હતા; અને પોતાની જ્ઞાતિમાં આગેવાન થઇ મોટું માન મેળવ્યું હતું. તેવામાં સારા ભાગ્યે જન્મેલા તેમના સૌ પુત્રો પણ ચાલાક, કેળવાયેલા, પોતાના પિતા સમાનજ સર્વ વાતે વહેવારીક અને પ્રમાણિક નિવડવાથી, જ્યારથી પોતાના પિતાની પેહેડીમાં જોડાવા લાગ્યા, ત્યારથી એ પેહેડી વધારે પ્રકાશિત થતી ગઇ છે. શેઠ ઠાકરશીએ પોતાના શરીરના મજબૂત બાંધાનેલીધે ૮૧ વર્ષની વયે પુગી, પોતાનો સંસાર વ્યવહાર ઘણી સુખાકારીમાં ગુજાર્યો હતો. અને કામધંધો સર્વે પોતાના પુત્રોને સોંપી, પોતે તદન અલગા થઈ, ઇશ્વરસ્મરણમાં ગુંથાયા હતા. તેવામાં તેમના યુવાન પુત્રો, સૌથી નાના દેવીદાસ, અને ત્રીજા પુત્ર પ્રાગજીના મરણ વિગેરેના આ દુનીઆના આવેશથી, અંતે તે શેઠ ઉપર કહેલી પોતાની ૮૧ વર્ષની વૃદ્ધ વયે, સંવત્ ૧૯૪૬ ના માર્ગશીર્ષ વદિ ૯ ને દિને પોતાના બહારકોટ જુની હનુમાનગલીમાં આવેલા ગૃહમાં સ્વર્ગવાસી થયા. તેમની જીદંગીનો હેવાલ ઘણો જાણવાજોગ છે, કેમકે તેમની પહેલી અવસ્થા ઘણી ગરીબાઇમાં નિવડી હતી; પણ પ્રમાણિકપણું, નીતિ, સાચો વ્યવહાર, અને ધાર્મિષ્ઠપણાથી પોતે ઉપર લખ્યામુજબ સર્વ વાતે સમર્થ થયા હતા, જેની યાદગીરી કાયમ રહી ગઇ છે. સ્વર્ગવાસી શેઠ ઠાકરશીના પાંચ પુત્રોમાંના આ ચિત્રમાં મથાળે જણાવેલા વડા પુત્ર શેઠ દામોદર, શેઠ ગોવિંદજી, શેઠ પ્રાગજી, શેઠ નારાયણદાસ અને દેવીદાસ હતા, જેઓમાંથી શેઠ દેવીદાસ તથા શેઠ પ્રાગજી પોતાના પિતાની હયાતીમાં સ્વર્ગવાસી થયા હતા. તેમાં શેઠ પ્રાગજી ઘણા વિદ્વાન્, ચાલાક અને સઘળી વાતમાં કુશળ હતા; જેઓ પોતાની ટુંકી અવસ્થામાં "પ્રમાણસહસ્રી" તથા "પદ્યાત્મક ગીતા" વિગેરે ઉપયોગી પુસ્તક રચી, અને બીજાં કેટલાંક પરમાર્થિ કામો કરી પ્રખ્યાત થઇ ગયા છે. શેઠ ઠાકરશીના વિદ્યમાન્ પુત્રોમાંના શેઠ દામોદર મુંબઇમાં મિલોના મોટા વેપારી, સરકારી સુલેહના અમલદાર, મુંબઇની મ્યુનિસિપાલ કાર્પોરેશનના મેમ્બર, કેટલીક કંપનીઓના ડિરેક્ટર, સરનશીન અને મેમ્બરો વિગેરે છે; જેની વિગત નિચે આપેલાં તેમનાં એક ટુંક જુદા વર્ણન ઉપરથી માલમ પડશે. બીજા તેમના એક ભાઈ શેઠ ગોવિંદજી મુંબઇના હાલાઈ ભાટિયા મહાજનના વડા, અથવા મુખી અને સેક્રેટરી, ટ્રેઝરર તથા મેનેજર છે, સુલેહના અમલદાર તથા બીજી પદવીઓ પણ પામેલા છે, અને મીલોના વહિવટમાં ઘણા માહિતગાર છે. તેમ ઉદાર અને પરોપકારી હોવાથી ઘણાઓને આશ્રય આપેછે. વળી તેઓ કેટલાંએક ધર્મ ખાતાંઓના

ટ્રસ્ટિ હોઈ, તેઓને સારી રીતે સુધારી ચલાવેછે. તેમજ તેઓના ત્રીજા નહાના ભાઈ શેઠ નારાયણદાસ પણ પોતાના વડિલ ભાઇઓ-જોડે જોડાઇને પોતાના હસ્તકની ત્રણ મિલોનો વહીવટ ઘણી હોંસ અને ચાલાકીસાથે ચલાવીને ઘણા અનુભવી થયા છે; તેમ વિદ્યાકામને પણ ઘણા ચાહનારા છે.

---

## શેઠ દામોદર ઠાકરશી મુલજી.

**જન્મભૂમિ.**—વરવાળા.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૩ ના ચૈત્ર વદ ૧૪.

**જ્ઞાતિ.**—ભાટિયા.

તેઓએ પહેલાં ગુજરાતિ કેળવણી લીધા પછી અંગ્રેજી ભાષાનું પણ સારૂં જ્ઞાન મેળવ્યું છે. તેઓ પહેલવહેલાં સંવત્ ૧૯૧૭ માં એ-ટલે ચૌદ વર્ષની કુમળી વયથીજ પોતાના વેપાર મંડળમાં જોડાયા હતા. તેમની પેહેડીએ સંવત્ ૧૯૩૦ ની સાલમાં મેસર્સ ગાડમ કંપનીની દલાલી કરવા માંડી હતી, તે વેળાએ ગામઠી કાપડ, સુતરનો રોજ-ગાર મુંબઇમાં સારો ચાલતો હોવાથી, "ધી હિંદુસ્થાન સ્પિનિંગ એન્ડ વીવિંગ મિલ" ને નામે રૂ વણવાનું કારખાનું ઉભું કીધું હતું. ત્યારથી શેઠ દામોદર પ્રજાની જાણમાં દિવસે દિવસે વધારે આવતા ગયા, અને મુંબઈની નામદાર સરકારે તેમને સને ૧૮૭૬ માં "જસ્ટીસ ઑફ ધી પીસ" તરીકેનું માન આપેલું હતું. હિંદુસ્થાન મિલ પછી સંવત્ ૧૯૩૬ માં "ધિ મેનચેસ્ટર એન્ડ બૉમ્બે મિલ" માર્ગેજ રાખી હતી, તે વેચાતી લઇને તેને "ધી વેસ્ટર્ન ઇંડીઆ સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચ-રિંગ મિલ" નું નામ આપ્યું છે. તે પછી સંવત્ ૧૯૩૮ માં "ધી ઇંડીઅન મેન્યુફેક્ચરિંગ" ને નામે ત્રીજી મીલ બાંધી છે. એ રીતે સઘળી મળી ત્રણ મીલો એઓને હસ્તક મુંબઇમાં હાલ ચાલે છે. એ ઉપરાંત શેઠ દામોદર અત્રેની બીજી ઘણીક જાહેર કંપનીઓ, અને કા-રખાનાઓના પ્રમુખ, ડિરેક્ટર, મૈમ્બર વિગેરે છે. મુંબઈની કાર્પોરે-શનના મૈમ્બર પ્રજાના મોટા મતે તેઓ વારંવાર ચુંટી કઢાયછે. તેઓ મીલઓનર્સ એસોસીએશનના મૅમ્બર, પોતાની પેહેડી હસ્તકની ત્રણે મિલોના ડિરેક્ટર અને ચેરમન, મુંબઈના કાપડના દેશી વેપારીઓની મંડળીના ચેરમન, નવી કાપડ બજાર, ઇંડીઅન ફાયર ઇન્સ્યુરન્સ કંપનીના

ડિરેકટર, ગૌરક્ષક મંડળીના ખજાનચી, તથા ગૂજરાતવર્નાક્યુલર સોસાઇટી, આર્યસુધર્મોદય સભા, અને મુલજી જેરાજભાઇ લાઇબ્રેરીના લાઈફ મેંમ્બર, એશિઆટિક સોસાઈટીની મુંબઈની શાખા, મુંબઇ પ્રેસીડેન્સિ એસોશિએશન, તથા નેશનલ એસોશિએશન વિગેરેના મેમ્બર છે. એ રીતે શેઠ દામોદર જેમ જેમ પોતાના વેપાર વહીવટમાં વધતા ગયા છે, તેમ તેમ મુંબઈની પ્રજામાં અને કાઠિઆવાડના દેશી રજવાડાઓમાં ઘણા માનીતા અને જાણીતા થતા ગયા છે, તથા પોતાના સદ્ગુણને લીધે મોટું માન મેળવ્યું છે. તેઓએ જ્યારે ગયા સંવત્ ૧૯૪૩ ની સાલમાં પોતાના વડા પુત્ર ભાઇ વિઠ્ઠલદાસનાં અત્રે સ્વર્ગવાસી આનરેબલ શેઠ મુરારજી ગોકલદાસને ત્યાં લગ્ન કર્યાં, ત્યારે મોટી ધામધુમથી તેમને ચોતરફથી માન મળ્યું હતું. અને વડોદરાના નામદાર ગાયકવાડ મહારાજ, જામનગરના જામસાહેબ, જૂનાગઢના નવાબસાહેબ, ભાવનગરના ઠાકોરસાહેબ, અને કચ્છના નામદાર રાવસાહેબ જેવા રાજવંશીઓ તરફથી શિરપાવ મોકલવામાં આવ્યા હતા. કેટલાક રાજ્યોના દિવાનો અને કેટલાકના મોટા કારભારીઓના ડેપ્યુટેશનો તેમને ત્યાં લગ્નને ટાંકણે મુંબઇ આવ્યા હતા. એ વિગેરે પુષ્કળ ધામધુમ, નાચરંગ, તથા જ્યાફ્તો ચાલી રહી હતી. આટલાં ખાતાંઓના વહિવટમાં પડવાથી એવાં કામોમાં કાંઇને કાંઈ વધારો કે સુધારો કરીને ફાયદો થાય, એવી ઇચ્છાથી શેઠ દામોદરે એક બે એવાં કામોની કોશેશ કરી હતી, કે તેથી તેમની એક મોટા અનુભવી વેપારી તરીકેની અછી પીછાણ અત્રે થઇ રહી છે. તેમાં એક એ કે—અત્રેની મિલઓનર્સ એસોશિએશનમાં સને ૧૮૮૩ ની સાલમાં એવી દરખાસ્ત મેલી હતી કે, મુંબઇની મિલોના કાપડ સુતરના ખપને માટે હાલનાં જે બજારો ચાલુ છે, તે ઉપરજ માત્ર આધાર રાખી અત્રેની મીલવાળા બેઠા છે, તેને બદલે જો બીજા મુલકોનાં બજારો શોધી કહાડી, ત્યાં આપણી મિલોના માલનો ઉઠાવ થાય, એવી કોશેશ કરવી જોઇએ. આ દરખાસ્ત ઘણી ફાયદાકારક હતી. એ પછી શેઠ દામોદર બીજી એક દરખાસ્ત એવી લાવ્યા હતા, કે અત્રેની મિલોમાં કાપડના તાકાઓ ઉપર લંબાઈ, પહોળાઈ, તથા તોલના વજનના માર્ક તદન બરાબર અને પુરેપુરા મારવામાં આવે એવો બંદોબસ્ત કરવો જોઇએ. જોકે આ દરખાસ્ત તે વખતે ઉઠાવી લેવામાં આવી હતી નહિ, તોપણ હાલમાં આપણી સરકારે એ કારણસર એક ખાસ નવો કાયદો બાંધ્યો છે, તે ઉપરથીજ શેઠ દામોદરવાળી અસલ દરખાસ્તનું ઉપયોગીપણું માલમ પડી આવ્યું છે. ઉપર વર્ણવેલી હકિકતમાં જણાવ્યા મુ-

જબ શેઠ દામોદર ઠાકરશી મુલજીની પેહેડી જેમ વેપાર વણજમાં અને માનમોભામાં અત્રે વધી ગઇ છે, તેમ તેમનામાં ધર્મિષ્ઠપણાનો અને પરમાર્થિપણાનો ગુણ પણ ઘણો મોટો ફેલાઈ ગયો છે. સ્વર્ગવાસી શેઠ ઠાકરશીના પોતાના વખતથીજ આ પેહેડીએ જેમ અત્રે તેમ પોતાના વતન વરવાળા, દ્વારકા વિગેરે મથકોમાં ઘણુંક, ધાર્મિક મકાનો અને સખાવતનાં કામો કરેલાં છે, જેની પ્રથમથી તે અત્યાર સુધીની એક નાની ટીપ નીચે મુજબ છે.

૧ વરવાળા ખાતે સદાવ્રત ચલાવવાનો ખર્ચ પુરો પાડવા માટે કાઢેલું ફંડ. રૂ. ૬૦૦૦૦

૨ વરવાળા ખાતે "ઠાકરશી મુલજી ધર્મશાળા" અને "દેવીદાસ પુસ્તકશાળા"નાં મકાન બંધાવ્યાં તે ઉપર થએલો ખર્ચ. રૂ. ૧૫૦૦૦

૩ બેટ શંખોદ્ધારમાં "ઘેલાભાઇ પુસ્તકશાળા" સ્થાપી તે ઉપર થએલો ખર્ચ. રૂ. ૫૦૦૦

૪ વરવાળા ખાતે ગાય તથા બીજાં મુંગાં પ્રાણિઓને ઘાંસ ચારો પુરો પાડવાનો તથા પાણી પાવાનો હવાડો ભરવાનો ખર્ચ પુરો પાડવા માટે કાઢેલું ફંડ. રૂ. ૧૦૦૦૦

૫ કુવા તથા વાવો બાંધવા માટે અનામત કાઢેલી રકમ. રૂ. ૫૦૦૦

૬ જરૂરની જગાએ દવાખાનું કાઢી તેનો ખર્ચ પુરો પાડવાસારૂ કાઢેલું ફંડ. રૂ. ૧૦૦૦૦

૭ શેઠ દામોદરની સ્વર્ગવાસી માતુશ્રી સાકર બાઇની યાદગિરી કાયમ રાખવાસારૂ કાઠિઆવાડમાં કોઇ લાયક સ્થળે ધર્મશાળા બાંધવાસારૂ અનામત મુકેલ. રૂ. ૨૫૦૦૦

૮ ખંભાલીઆ, દ્વારકા, અને બેટ અને મુંબઈની એક કન્યાશાળામાં પહેલા નંબરની છોડીને સ્કૉલરશિપ આપવાસારૂ કેળવણીખાતાને સોંપેલું કુલ ફંડ. રૂ. ૨૨૮૦

૯ સ્વર્ગવાસી શેઠ ઠાકરશીના સ્વર્ગવાસી વિદ્વાન પુત્ર પ્રાગજીએ બનાવેલ "પ્રમાણુસહસ્રી" નામે પુસ્તક દર ચોથે વર્ષે છપાવી બક્ષીસ તરીકે વિદ્વાન અને વિદ્યાર્થી વર્ગને આપી દેવાસારૂ કાઢેલું ફંડ. રૂ. ૧૦૦૦૦

| | | | |
|---|---|---|---|
| ૧૦ | રિપન ટેકિનકલ સ્કુલના ફંડમાં. | રૂ. | ૧૦૦૦ |
| ૧૧ | મલિકામાયાઝમા કૈસરે હિંદની જ્યુબિલિના ખરડામાં. | રૂ. | ૧૦૦૦ |
| ૧૨ | મેમોરિઅલ ફંડો તથા ખરડામાં. | રૂ. | ૫૦૦૦ |
| ૧૩. | ગરિબગુરબાં તથા ગરિબ છોકરાની ફી તથા પુસ્તકોની મદદ માટે. | રૂ. | ૧૫૦૦ |
| ૧૪. | જુદિ જુદિ કમિટિઓ અને સભાના લવાજમ તથા પુસ્તકોને ઉત્તેજન આપવા સારૂ. | રૂ. | ૧૦૦૦ |
| ૧૫ | ભાટિયા ભાગિરથિના ખરડામાં. | રૂ. | ૩૧૦૦ |
| ૧૬ | ફિમેલ મેડિકલ ફંડમાં. | રૂ. | ૬૦૦ |
| ૧૭ | શ્રી ગિરનાર પર્વત ઉપર પથર ચક્રિની જગા બંધાવવાના ખરડામાં. | રૂ. | ૫૦૦ |
| ૧૮ | અહમદાવાદની રેલથી પીડાતા લોકોના રિલિફ ફંડમાં. | રૂ. | ૫૦૦ |
| ૧૯ | દક્ષિણના દુકાળ વખતે પિડાતા લોકોના રિલીફ ફંડમાં. | રૂ. | ૩૫૦ |
| ૨૦ | સુરતની રેલથી પિડાતા લોકોના રિલીફ ફંડમાં. | રૂ. | ૫૦૦ |
| ૨૧ | સુરતની આગથી પિડાતા લોકોના રિલિફ ફંડમાં. | રૂ. | ૭૫૦ |
| ૨૨ | ખંભાલીઆ તથા દ્વારકા તલપત તાબાની તમામ સ્કુલોમાં, છોકરાઓને બારે માસ પાણી પાવાનો ખર્ચ પુરો પાડવા સારૂ કાઢેલું ફંડ. | રૂ. | ૨૫૦૦ |
| ૨૩ | શેઠ દામોદરની સ્વર્ગવાસી પુત્રી બાઈ ગંગાબાઇની યાદગીરી માટે, શ્રી ભણુગોલ બત્તણા વચ્ચે અંતરિઆલ "ગંગાસાગર" નામે સુંદર વાવ, ઢોરોને પાણી પાવા સારૂ હવાડો, તથા એક નાની ધર્મશાળા બંધાવી ચોકી પહેરો રાખ્યો, તથા તેને રહેવા સારૂ ઓરડા બંધાવ્યા તેનો ખરચ. | રૂ. | ૪૦૦૦ |
| ૨૪ | જોધપુર અને વડીઆ વચ્ચે વાવ બંધાવી પાણીની તંગી મટાડી, તથા ઢોરોને પાણી પાવા સારૂ હવાડો બંધાવ્યો, અને લોકોને આરામ માટે છાપરૂં બંધાવ્યું તેના ખર્ચના. | રૂ. | ૨૦૦૦ |

| | | |
|---|---|---|
| ૨૫ સ્વર્ગવાસી શેઠ ઠાકરશી શાસ્ત્રોક્ત રીતે વર્તનારા ધર્મચુસ્ત હોઇને, 'હાથે તે સાથે' એ કહેવતને અનુસરનારા હતા. માટે ગોસ્વામી શ્રી દેવકીનંદનાચાર્યે, તથા પંચનદી પંડિત શ્રી ગટ્ટુલાલજીની સલાહથી પોતાની ઉત્તરક્રિયા શાસ્ત્રવિધિપ્રમાણે કરવા સારૂ પોતાની હયાતીમાં કાઢેલી, અને તેઓની આજ્ઞા પ્રમાણે તેઓની પાછળ તેઓના સુપુત્રોએ ખરચેલી રકમ. | રૂ. | ૫૦૦૦૦ |
| | | ૨૧૬૪૮૦ |

એપ્રમાણે એ ગૃહસ્થોની ઉદારતા છતાં ઉપરાંત શેઠ દામોદરની પ્રશંસાપાત્ર ઉદારતા નિચે પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| તેઓના સસરા શેઠ ધરમશી બિનવારસ ગુજરી જવાથી તેઓનો રૂ. ૪૦૦૦૦) નો વારસો શેઠ દામોદરને મળ્યો. પણ શેઠ દામોદરને શેઠ ધરમશીના અકાળ મૃત્યુથી બહુ લાગણી થઇ, તેથી મળેલ વારસામાંથી ઉમેરીને સ્વર્ગવાસીની યાદગિરી કાયમ રાખવા સારૂ શ્રી ખંભાલીઆમાં, "ધર્મવાડા" નામે ધર્મશાળા તથા પુસ્તકશાળાનાં મકાન બંધાવ્યાં તેના ખર્ચના. | રૂ. | ૨૫૦૦૦ |
| તે "ધર્મવાડા" ના મકાનમાં સદાવ્રત આપવાનો ખર્ચ પુરો પાડવા સારૂ કાઢેલું ફંડ. | રૂ. | ૨૦૦૦૦ |
| સ્વર્ગવાસી શેઠ ધરમશીની પાછળ ચોરાશી તથા મહાજન કર્યું તથા લાહાણું આપ્યાં તે વિગેરે બીજા ખરચના. | રૂ. | ૫૦૦૦ |
| | | ૫૦૦૦૦ |

તે ઉપરાંત ધર્મવાડાને લગતો મુસાફરોની બરદાસ સંબંધી, તથા પુસ્તકશાળાસંબંધી, બીજો મોટો ખર્ચ દરવરસે થાયછે.

એ શિવાય દેવસ્થાનમાં આપેલી ભેટો, તથા સ્કુલોમાં આપેલાં ઇનામો, તથા બીજું પરચુરણ ધર્મદાન મળીને આશરે ત્રણ લાખ રૂપીઆ સુધીની સખાવત પિતાપુત્ર તરફથી થઇ છે.

---



શેઠ ત્રિભુવનદાસ મંગળદાસ નથુભાઈ. જે.પી.

## શેઠ. ત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઇ. જે. પી.

**જન્મભૂમિ.**—મુંબઈ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૧૨ ના આશ્વિન વદિ ૩૦.

**જ્ઞાતિ.**—કપોળ વાણીઆ.

તેઓએ સેંટ ઝેવીઅર સ્કૂલ અને કૉલેજમાં અંગ્રેજી ભાષાનો ઊંચા ધોરણસુધી અભ્યાસ કર્યો છે, તેમજ વિદ્યાના શોખમાં જાહેરમાં ભાષણો આપી વિદ્યા ઉપરનો પોતાનો પ્રેમ દર્શાવ્યો છે. લગ્ન જેવો શુભ અને આનંદમય વખત હિંદુલોકોમાં બીજો કોઇ મનાતો નથી. સન ૧૮૭૫ ની સાલમાં એમનાં ઘણી ધામધૂમ સાથે લગ્ન થયાં હતાં, તે પ્રસંગે આપણી મહારાણીશ્રીના પાટવી કુંવર **પ્રિન્સ ઓફ વેલ્સ અને સર બાર્ટલ ફ્રીયર** તેમજ તે વેળાના ગવરનર સાહેબ તથા બીજા મોટા અમલદારો પધાર્યા હતા. લગ્નની ધામધૂમ પ્રસંગે જ્ઞાતિરિવાજ અને યથાશક્તિ ઉપરાંત સાર્વજનિક કામમાં પણ મદદ કરવી એ ઉત્તમ પ્રકારનું કાર્ય સમજી તેપ્રમાણે લગ્નની ખુશાલીમાં વાણિયાઓમાટે હવા ફેર કરવાસારૂ વાલકેશ્વર મધ્યે રૂપીઆ પચીશ હજારની ધર્મશાળા એમના પિતાજી સર મંગળદાસે આપી; એટલુંજ નહિ પણ સર મંગળદાસ નથુભાઇએ કપોળ નિરાશ્રિત ફંડ સ્થાપ્યું; અને તે ખાતે પણ તેટલીજ રકમ ભરી. એજ પ્રમાણે તેમનાં છ છોકરાંઓમાંથી મોટી પુત્રીનાં લગ્ન તા૦ ૮ મી માર્ચ સન ૧૮૮૮ ને દિવસે ભારે ધામધૂમથી કરવામાં આવ્યાં હતાં. એ પ્રસંગે પણ મહારાણીશ્રીના ત્રીજા પુત્ર અને મુંબઈના કમાંડર ઇન ચીફ ડયુક અને **ડચેસ આફ કોનાટ** તથા મુંબઈના ગવરનર **લોર્ડ અને લેડી રે**, તેમજ બીજા સદગૃહસ્થો પધાર્યા હતા. આ લગ્નના વખતે પણ સર મંગળદાસ નથુભાઇએ કપોળ નિરાશ્રિત ફંડમાં રૂપિયા એક હજાર આપ્યા હતા.

સન ૧૮૮૦ માં તેમને જસ્ટીસ ઓફ ધી પીસના ખેતાબનું માન મળ્યું હતું. વળી તેજ વર્ષમાં જો કે તે વખતે કોઇને પણ ૨૫ વર્ષની ઉમ્મર વગર કારપોરેશનના મેંબર કરવામાં આવતા નહોતા, તોપણ તેઓ જસ્ટીસ ઓફ ધી પીસ હોવાને લીધે નાની વયમાંજ મેંબર નિમાયા હતા. એ વખતે વોર્ડના બીજા સર્વે ઉમેદવારો કરતાં તેમને વધારે મત મળ્યા હતા. ત્યાર પછી દરેક વખતે વોર્ડ તરફથી તેમને પસંદ કરવામાં આવેછે. કોરપોરેશનમાં આનરરી સરજન સંબંધીની ખટપટમાં એમણે સારો ભાગ લઇને આખરે એ રીત દાખલ

કરાવી હતી, અને એવાંજ બીજાં કામોમાં એઓ તન મનથી ભાગ લેછે. એઓ દરેક કામમાં સ્વતંત્ર રીતે પોતાનો મત આપવાને ચુકતા નથી. તેમની પ્રમાણિક અને પ્રતિષ્ઠિત વરતણુંકને લીધે મુંબઈની હાઇકોર્ટના એડવોકેટ જનરલે શેઠ કહાનદાસ નારાયણદાસ ધર્મખાતાના ફંડના ટ્રસ્ટી નિમ્યા છે; તથા સર મંગળદાસ નથુભાઈ કપોળ નિરાશ્રિત ફંડ, ઠાકોરજીનું ફંડ, કવિ દલપતરામ ડાહ્યાભાઈનું મેમોરીઅલ ફંડ, મોતીચંદ અમીચંદનું ગૂજરાત ચેરીટી ફંડ, દાક્તર અમીદાસ મનજીનું ટ્રસ્ટ ફંડ એ સર્વમાં એઓ ટ્રસ્ટી તરીકે જુદા જુદા લોકો તરફથી નિમાયા છે. બોમ્બે પ્રેસિડેન્સિ એસોસિએશનમાં તેઓ મૂળથી સભાસદ તથા તેની કાઊન્સેલના મેંબર નિમાયા છે, અને પહેલી કાન્ગ્રેસમાં તે સભા તરફથી બીરાજવાનું માન તેમને આપવામાં આવ્યું હતું. વળી શેઠ ગોકળદાસ તેજપાળ ધર્મખાતાની મેનેજીંગ કમીટી તથા તેને લગતી એંગ્લોવર્નાકયુલર સ્કૂલ તથા બોર્ડિંગ સ્કૂલની સબ કમીટી, મ્યુનિસિપાલ કોરપોરેશન, એન્થ્રોપોલોજીકલ સોસાઈટી, સોનાપુર કમેટી, ગૌરક્ષક મંડળીની મેનેજીંગ કમીટી, ગીરગામવાર્ડ તરફથી નીમાયલી સ્ટાન્ડીંગ કમીટીનાં મેમ્બર. ઓરીએન્ટલ પ્રોગ્રેસ યુનિયન અને સ્પેશીયલ જુરી વિગેરે પ્રજા ઉપયોગી સભાઓમાં તે મેંબર છે. તેમજ જ્ઞાનપ્રસારક મંડળીના લાઇફ મેંબર તથા મની લેંડિંગ અને લેંડ ઇનવેસ્ટમેંટ કંપની લીમીટેડના ડાયરેક્ટર છે. તેઓ જાહેર બાબતોમાં ઉમંગથી ભાગ લેછે. લોર્ડ રીપનને માન આપવામાટે ટૉઉન હૉલમાં જે દબદબા ભરી સભા મળી હતી, તેમાં તેમણે ઉત્તમ ભાષણ આપ્યું હતું, અને તે ભાષણનાં જાહેરમાં સારાં વખાણ થયાં હતાં. રેટપેયર્સ એસોશિએસનની સ્થાપના વખતે તેમને ભાષણ કરવાને ફરમાસ થઈ હતી, અને તેની મેનેજીંગ કમેટીના મેંબર નિમાયા હતા.

ફોસેટ મેમોરિયલ વખતે ટૉઉન હૉલમાં મળેલી જાહેર સભા વખતે પણ તેમણે કરુણાજનક ચિત્તવેધક ભાષણ કર્યું હતું. એમની અંગ્રેજી ભાષણ કરવાની પદ્ધતિ લોકોને સુંદર છટામાં માલમ પડી છે. તેઓ જમસેદજી નસરવાનજી પીટીટ લાયબ્રેરીના વાઇસ પ્રેસિડન્ટ તથા પેટ્રન અને ઑનરેબલ મી૦ પીરોશા મેહેતા તથા ઑનરેબલ મિ૦ કે. ટી. તેલંગ સાથે સર વિલિયમ વેડરબર્ન સ્મારક ફંડના જૉઇંટ સેક્રેટરી છે. આર્યશાસ્ત્રો ઉપર તેમની સારી પ્રીતિ છે, અને ગ્રંથકારોને પોતાથી બનતી રીતે મદદ આપે છે. વિસ્તારવાળી શ્રીમદ્‌ભગવદ્ગીતા તેમની સૂચના ઉપરથી રચાઇ છે. તથા શ્રીવૈશેષિક ન્યાય ભાસ્કરનો મોટો ગ્રંથ તેમને અર્પણ કરવામાં આવ્યો છે.

સર મંગળદાસ કપોળ ન્યાતના શેઠ હોવાથી તેમની ગેરહાજરીમાં સભાનું પ્રમુખસ્થાન તેમને આપવામાં આવેછે. શ્રી મહારાણીની જુબીલી પ્રસંગે ઇશ્વર સ્તુતિ કરવામાટે હિંદુઓમાં એક મૂખી દાખલ તેમણે ઝવેરબાગમાં સભા બોલાવી હતી, અને મહારાણીશ્રીનાં જન્મચરિત્રની ચોપડી મફ્ત વહેંચી હતી, તથા તે પ્રસંગની યાદગારીમાં એક ઘડિઆળ લોકોના ઉપયોગસારૂ ઝવેરબાગના દરવાજા ઉપર મૂકાવ્યું છે.

એમનો સ્વભાવ મળતાવડો, માયાળુ, સરળ અને નિરાભિમાની છે. તેમના સંબંધમાં જે જે પુરુષો આવ્યા છે અને આવેછે તેમની પ્રીતિ સંપાદન કરવાની તેમનામાં સ્વાભાવિક શક્તિ છે. જેમ જેમ તેઓને પ્રસંગ પડતો જાયછે, તેમ તેમ તેમનાં કાર્ય વિસ્તાર પામતાં જાય છે, અને ટુંકામાં લોકહિતાર્થનાં કાર્યોમાં તેઓ પોતાનું મન ધન અને સ્વાત્માર્પણ કરવાને ઉત્સાહી છે.



શેઠ ચત્રભુજ મોરારજી. જે. પી.

## શેઠ ચત્રભુજ મોરારજી.

**જન્મભૂમિ.**—કચ્છતેરા.

**ઉમર.**—હાલમાં તેમની લગભગ ૫૦ વર્ષની છે.

**જ્ઞાતિ.**—ભાટિયા.

તેમણે પોતાના સ્વદેશમાં ગૂજરાતી કેલવણી સંપાદન કરીછે. એ ભાષાનું જ્ઞાન મેળવી કેટલીક મુદ્દતે તેઓ મુંબઈ આવ્યા. અને વેપારમાંજ લાભ મલવાનો નીશ્ચય કરી એ કાંમમાં આગળ પડતા ગયા. કાલે કરીને પોતાને હાથે ધરેલા કામમાં જેમ જેમ ફાવતા ગયા તેમ તેમ પૈસાનો અને આબરૂનો લાભ પણ મેળવતા ગયા. તેઓએ મુંબઈની જાણીતી રાયલી બ્રધર્સની એક ઇંગ્રેજી પેઢીનું મુકાદમનું કામ કરેલું છે. તેમાં તેઓને સારૂં માન મલ્યું છે. એમનામાં પોતાની સ્વજ્ઞાતીનું ભલું કરવાનો અને ગરીબોને ઘટિત આશ્રય આપવાનો ઉત્તમ ગુણ સમાયલોછે. ભાટિયા મહાજન મંડળના તેઓ એક આગેવાન છે, તથા ગોરક્ષા સભાના મેમ્બર છે. તેઓ સ્વભાવે જેવા શાન્ત છે, તેવા દરેક કામમાં ભાગ લેવાને પણ ખંતીલા છે. શેઠ ચત્રભુજ દેશી અને યુરોપિયન ગૃહસ્થોમાં જેના સંબંધમાં આવ્યા છે, તેઓમાં સારૂં માન ધરાવે છે. ધર્માદા કામમાં તેઓની લાગણી ઉત્તમ હોવાથી તેઓ ગરીબ વર્ગના લોકોને છુપી મદદ પણ આપી શકેછે. શેઠ ચત્રભુજે ઘણી ટુકી મુદતમાં વેપારી વર્ગમાં નામાંકીત બની એક મોટા વેપારી તરીકેનું માન ધરાવે છે. આજે તેઓ મુંબઇના એક જાણીતા વેપારી લેખાયછે.

---



શેઠ હરકિશનદાસ નરોત્તમદાસ જે.પી.

## શેઠ હરકિસનદાસ નરોત્તમદાસ, જે. પી.

**જન્મભૂમિ.**—મુંબઇ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૬ ના કાર્તિક વદ ૫, ઇ. સ. ૧૮૪૯.

**જ્ઞાતિ.**—કપોળ વાણીઆ.

તેઓ કપોળ વાણીઆ કાંમમાં જાણીતા શેઠ રૂપજી ધનજીની પાંચમી પેહેડીએ જન્મેલા, અને પંકાયલા શેઠ માધવદાસ રણછોડદાસના ચોથા પુત્ર શેઠ નરોત્તમદાસના વડા પુત્ર છે. તેમણે બાળપણામાં મધ્યમ કેળવણી લઇને તેમના પિતા તથા શેઠ વરજીવનદાસના નામની પેહેડી ચાલેછે તેમાં હતા. અને ત્યાર બાદ કેટલાક વખત પછી ઇ. સ. ૧૮૭૪–૭૫ માં **કુલાબા લાંડ અને મિલ કુંપની**માં દાખલ થયા હતા. બાદ સન ૧૮૭૮ માં ઓનરેબલ શેઠ મોરારજી ગોકળદાસ સ્વર્ગવાસી થયા બાદ, તેમની “મોરારજી ગોકળદાસ સ્પીનીંગ અને વીવીંગ મીલ્સ” મધ્યે ડીરેકટર તરીકે થયા હતા. એવી રીતે જાણીતી કેટલીક મીલોનો સારો અનુભવ કીધો છે. વળી કેશવજી નાયક, જેનું નામ મુંબઇમાં મશહુર છે તે તુરત તેમના હસ્તકની મીલની હરાજી વખત કેટલાક ભાગીદાર સાથે, “નરશી મીલ્સ” હાલ “કેસર હિંદ સ્પીનીંગ અને વિવીંગ મીલ્સ” નામે ઓળખાયછે, તે લેઇ તેમાં કેટલોક સુધારો કરી સારી હાલતપર આજે લાવી મુકી છે. ત્યાર બાદ ઈ. સ. ૧૮૮૦ માં કારપોરેશનના ફ્રેર્ટ વાર્ડ તરફથી કર ભરનારાઓ તરફથી એક મેમ્બર તરીકે નીમાયા હતા, જેમાં હાલપર્યંત તેમાં ચાલાકી બતાવી છે. જેથી કર ભરનારાઓ તેમનાપર ઘણોજ પ્યાર ધરાવેછે. ઇ. સ. ૧૮૮૧ માં તેમને “જસ્ટીસ ઓફ ધી પીસ” સુલેહના અમલદારનું નામ બક્ષીસ કરેલું છે. વળી માજી વાઇસિરૉય કે ગવર્નર જનરલ લૉર્ડ રિપન મુંબઇમાં પધાર્યા તે વખતે તેમણે ઘણીજ મેહેનત લઇ માન આપવામાં ઉત્કંઠા બતાવી હતી, એટલુંજ નહિ, પણ લાર્ડ રીપનના નામથી ટેકનીકલ સ્કુલ સ્થાપવા વિચાર કરી ફંડ ઊભું કર્યું હતું, જેમાં એક લાખ પચાસ હજારની રકમ ભરાઇ હતી; અને તે ફંડ ઊભું કરવામાં શેઠ દાદાભાઇ નવરોજી સાથે ફરીને લે ઊભી કરી હતી, પાછળથી તે રકમ સરકારમાં

આપી લાર્ડ રીપનના નામની એક "કાટન મીલ્સ" "વિકટોરીઆ જુબલી ટેકનીકલ ઇનસ્ટીટયુટ" મધ્યે કાઢેલી છે, જે હાલ આપણે જોઇએ છીએ. શેઠ હરકિસનદાસ અને તેમની સાથના બીજા ગૃહસ્થોની મેહેનતનું ફળ છે. વળી આપણાં માનવંતાં માહારાણીજીની જ્યુબીલી વખતે શેઠ હરકિસનદાસે, સર ચાર્લસ સારજ્યંટ, હાઇ કોર્ટના ચીફ જસ્ટીસના પ્રમુખપણા નીચે ટાઊનહાલમાં એક જાહેર સભા બોલાવી, તેમાં મોટું ફંડ ઊભું કીધું હતું. શિવાય અત્રે લોકપ્રિય પોલીસ કમીશનર સ્વર્ગવાસી સર ફ્રાંક સુટર નાઇટ સી. એસ. આઈ. સી. આઇ. ઇ. ના મરણાવસરે તેમના કુટંબના ભરણ પોષણ માટે એક કમીટી પીટીટ હાલમાં બોલાવી હતી, અને એ ફંડ ઊભું કીધું હતું. વળી સુરત પાસે ઇચ્છાપોર નામના ગામડામાં આગ લાગવાથી તેમાં હરકિસનદાસે રૂ. ૧૦,૦૦૦ ની મોટી રકમ ઊભી કરીને, ત્યાંના વતનીને ઘટતી મદદ આપી હતી. ઇ. સ. ૧૮૮૪ માં અત્રેની સરકારે મુંબઇની યુનીવરસીટીના એક "ફેલો" તરીકેનું માન ઇનાયત કીધું હતું. ઇ. સ. ૧૮૮૯ તા૦ ૧૫ મી એપ્રીલથી અત્રેની હાઇકોર્ટના આનરેબલ જસ્ટીસ સ્કાટ સાહેબે અત્રે યુનીવરસીટીના "બોર્ડ ઓફ એકાઊંટ" ના મેમ્બર તરીકે ચુંટી કાહાડયા છે. આ બોર્ડના એકાઊંન્ટસ તપાસવાનું પેહેલું માન હિંદુ ગૃહસ્થોમાં સર મંગળદાસ નથુભાઇ સી. એસ. આઇ. પછી રાવસાહેબ વિશ્વનાથ નારાયણ મંડલીક સી. એસ. આઈ. અને ત્રીજી વખતે શેઠ હરકિસનદાસ નરોત્તમદાસને મલ્યું છે. વિલાયતથી સ્ત્રી તબીબો બોલાવવા માટેની ગોઠવણમાં મિ. કીટ્રિજ તથા શેઠ સોરાબજી સાપુરજી બંગાલી સી. આઇ. ઈ. એઓએ કરી હતી, તેમાં પોતે દીલોજાનથી મદદ આપી હતી, અને તે ગોઠવણ કરવાની કમીટીના પોતે મેમ્બર નીમાયા હતા. એક દિવાની ત્રીસ વર્ષની લાંબી મુદતનો કેસ ઘરમેળે સમાધાન કરાવી તેમાંથી રૂ. ૫૦૦૦ ની રકમ લોકોપયોગી કામમાં વાપરવા બદલ લીધી હતી, અને તેમાં પોતાની ગીરોમાંથી રૂપીઆ ૨૦૦૦ ઉમેરી, કુલ રકમ ભેગી કરી તેમાંથી છ હજારની રકમ, આપણા હાલના ગવર્નર લાર્ડ રેની પત્ની લેડી રે સ્કાલરશીપ અને એક સોનાનો ચાંદ આપવો. તે જે સ્ત્રી મુંબઇ યુનીવરસીટીમાં તબીબોના કામમાં પસાર થાય, અને સઊથી સરસ માર્ક મેળવે તેમને આપવી.

તે રૂ. છ હજારનું જે વ્યાજ આવે તેમાંથી આપવી, એમ લેડી રેની મંજુરીયત મેળવી શેઠ હરકિસનદાસે યોજના કીધી છે. વળી ન્યુસ-પેપરોની પણ ઘટતી કદર બુજી હતી. જે રૂપિયાની રકમ ઊપલી વધી તે શાકરબાઇની મુંગાં જનાવરોની ઇસ્પીતાલમાં ભેટ કરી છે, એ માટે તેઓનો ઉપકાર માંન્યો હતો. હાલ પોતે પોતાના કાકા શેઠ વ-રજીવનદાસ માધવદાસની સાથે રહીને અત્રેના જાણીતા વેપારી મેસ-રસ ગરામ કુંપનીનું કાપડનું કામ હકસાઇથી શેઠ સોરાબજી શાપુરજી બંગાલી સી. આઇ. ઈ. ના પંતીઆળા સાથે ચલાવેછે. તેઓ સ્વ-ભાવે મળતાવડા અને હસમુખા છે. દેશસુધારાના તેઓ સાથી છે. અને આ દેશના ઉદ્યોગને દીપાવવાની તેઓમાં ઉત્તમ લાગણી સમા-યલી છે. દેશી તથા પરદેશીઓમાં અને કેટલાક રાજપતિઓમાં તેઓનું માન સારૂં છે. જ્ઞાતીસુધારા માટેનો તેઓનો શ્રમ કંઈ ઓછો નથી.

---



શેઠ લક્ષ્મીદાસ ખીમજી. જે. પી.

# શેઠ લક્ષ્મીદાસ ખીમજી.

**જન્મભૂમિ.**—મુંબઈ.

**જન્મદિવસ.**—જુન ઇ. સ. ૧૮૩૦. સંવત્ ૧૯૮૬ ના જેષ્ઠ વદ ૧૨.

**જ્ઞાતિ.**—હાલાઇ ભાટિયા.

એઓ પોતાની બાલ્યાવસ્થામાં ગુજરાતી ભાષા શીખ્યા પછી પોતાનો વડિલોપારજીત ધંધો ચાલુ રાખી, તેને મેહેનત અને જાતિ-ચંચળાઈથી ઓહોળો વધારી, ખીલવી, સારી દોલત અને માન મેળવ્યા પછી, સને ૧૮૬૩ માં મુંબઇની જાણીતી અને ઓહોળા વેપારવાળી 'મેશર્સ વોલેસ અને કું૦' ની પેહેડીના દલાલ બન્યા હતા. એઓ સુધારાના મક્કમ અને હીંમતવાળા આગેવાન હોવા ઉપરાંત 'વલ્લભ' વંશના મહારાજોનાં અનિતીમાન્ કાર્યો ઉઘાડાં પાડવામાં,–સને ૧૮૬૧ માં મુંબઇ 'હાઇ કોર્ટે' ચહડેલા પ્રખ્યાત "મહારાજ લાયબલ કેસ" ની વખતે તેમનાં લોપાળાં ઉઘાડાં પાડવામાં પણ– તન, મન અને ધન તથા હિંમતથી ભાગ લીધો હતો. એ સંબંધનાં તેમનાં પ્રયત્ન બહુ અંશે સફલ થએલાં છે 'પુનર્વિવાહ' જેવા કામના પણ તેઓ હીમાયતી અને મદદગાર છે. હિંદુઓનો મોહોટો ભાગ 'પુનર્લગ્ન' થવાની વિરુદ્ધ હોવાનેલીધે, વિધવા બનેલી સંખ્યાબંધ સ્ત્રીઓ, દુરાચારમાં પડી વખતે અધિક પાપકર્મ કરે તે અટકાવવાના શુભ અને દયાલુ હેતુથી તેમણે "બાલ-રક્ષકગ્રહ" નામનું પંઢરપુરમાં ધર્મખાતું સ્થાપવા ઉલ્લટ ભરી આગેવાની લઇ, તેનો ખર્ચ ચલાવવા મદદ કરી, તે કામ પાર પાડ્યું છે. એ ખાતાના તેઓ તથા મિ. ગોકલદાસ કહાનદાસ સેક્રેટરી છે.

ઇ. સ. ૧૮૫૬–૫૭–૫૮ ના હિંદુસ્તાની લશ્કરી બળવાને બેસાડી દેવા પાછળ થયેલા જબરા ખર્ચની ખોટ પૂરવા મુંબઇમાં અકારો થયેલો 'ઇનકમ–ટાકસ' ૧૮૫૮ માં પેહેલો ચાલુ થયો ત્યારે વેપારીઓની નક્કી આવકવિષે શક જતાં તેમના ચોપડા તપાસી ઉપજ નક્કી કરવાના સરકારી ઠરાવથી, વેપારી આલમને પોતાનો ભરમ ઉઘડી જવાની ધાસ્તીમાં આવેલી જોઈ તેઓએ વેપારીઓ અને સરકાર વચ્ચે ગેરસમજુતી ન બનવા ખાતર વચ્ચે આવી, ઘણા ડહાપણથી, સરકારની મતલબ જળવાય અને વેપારીઓનો ભરમ છુપો રહે એવી સલાહ આપી સરકારનો પૂરતો વિશ્વાસ મેળવી, મુંબઇની સૌથી મોહોટી ગણાતી બાહારકોટની કાપડ બજારમાં–સંખ્યાબંધ વેપારીઓની આવકની રકમવિષે વેપારીઓના ચોપડા નહીં તપાસતાં

તેઓ ( મિ. લક્ષ્મીદાસ ) જે આંકડો જણાવતા હતા, તે સરકાર કબૂલ રાખતી હતી, અને તેમ થવાથી વેપારીઓનો ભરમ અને મોહોભો જળવાઇ રહ્યો હતો. એવા ગુચવાડા વખતે પ્રજા અને સરકારની કીધેલી એ કીમતી સેવા ખાતર ત્યારની મુંબઇના સર જ્યોર્જ રસલ કલાર્કની સરકારે એમનો માનપૂર્વક ઉપકાર માન્યો, જે તે વર્ષના "મુંબઇ ગેઝેટ" માં છપાયો છે. સને ૧૮૫૭ માં મુંબઇ સરકારે કાપડ ઉપર નાખેલી ૧૦ ટકાની જકાતથી જથ્થાબંધ કાપડ વેચનારા ઇંગ્રેજ વેપારીઓએ સંપ કરી વેચવા બંધાઈ ચુકેલા માલ ઉપર દેશીઓ પાસેથી પાંચ ટકા વધું દબાવી લેવાનો ઠરાવ કીધો હતો કે, જે માલ તેમને ધંધો ચલાવવા ખાતર જોઇતોજ હતો. એમ દબાણમાં આવી ગયેલા વેપારીઓને છોડવા, તેઓએ ચાલાક અને યોગ્ય ઉપાય એ શોધી કહાડયો હતો કે, એકસંપ થયેલા ઇંગ્રેજ વેપારીઓને પડતા મુકી, પોતાની સાથે ઘણુક શક્તિવાળા વેપારીઓને સામેલ કરી, મોહોટું ફંડ સ્થાપી, યુરોપનું કાપડ પુરૂં પાડનારા દેશોમાં, પોતાની પેહેડીઓ ઉઘાડી કે આડતીયાઓ રાખી, ત્યાંથી પાધરૂં, કાપડ મુંબઇ મંગાવી વેચવાનો ઠરાવ કરવો. આથી મજબૂત થઇ બેઠેલા ઇંગ્રેજ વેપારીઓએ નરમ પડી, દેશીઓની ખુશામત કરી કબુલાતપ્રમાણે માલ આપ્યો હતો.

ઇ. સ. ૧૮૫૫–૫૬ માં તેઓએ મુંબઇની વેપારી આલમના લાભ અને રક્ષણ ખાતર રૂના જથ્થા ' અને વેપારી માલથી ભરેલી વખારો વિગેરે જગ્યાઓ ઉપર–ધોળે દિવસે મોહોટી ચોરીઓ કરાવનાર, અને નાહાના વેપારીઓને દબાવી જુલમથી પૈસા કહડાવનાર જાણીતા ટોળીવાળા માધુ મોરાર ઉર્ફે માધીઆને, લગતા પટ્ટા અને પૂરાવા મોહોટા પ્રયત્ને મેળવી તેને પોલીસને હાથ સપડાવી શિક્ષા કરાવી, જબરી બલાના હાથથી સપડાતી વેપારી આલમને મોકળી કીધી હતી. વળી તેઓએ સને ૧૮૬૦ માં મુંબઈમાં–છૂટથી ચાલતા જબરા ' જુગાર ' નાં દુઃખદ પરિણામો ધ્યાનમાં લઇ જોખમમાં જુગાર અને ટોલીઓના સાબીત પત્તા મેળવી, પોલીસ–કમિશનર મિ. ફ્રેરજેટને જણાવી, તેઓને શિક્ષાએ પોહોંચડાવી, તેનો અંત લાવ્યા હતા. મુંબઈના ' હાલાઇ ' ભાટિયા મહાજનના ઈ. સ. ૧૮૫૮ થી સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજર નિમાઇ તે કડાકૂટ અને કંટાળા ભરેલો ઓદ્ધો ૨૬ વર્ષની લાંબી મુદતસુધી પૂરતા વિશ્વાસ અને ચંચળાઈથી ચલાવી તેની દરસાલની આવકમાંથી અગત્યનો ચાલુ મોહોટો ખરચ કરવા છતાં, જાતી મેહેનત અને કરકસરથી, પુરાતમાં લક્ષથી વધુ રૂપિયાની રકમ બચાવી

તેમણે સને ૧૮૮૪ માં પૂરતી સાબાશી સાથે એ ઓદ્ધો સ્વખુશીથી છોડ્યો છે. તેઓ સ્વજ્ઞાતીય સૂધારા ઘણી મેહેનતે કરેછે. "મસ્કત" માં વેપાર ખાતર જઇ રહેલા એમના જ્ઞાતિલાઓ પોતાની સ્રીને સાથે રાખવા જ્ઞાતિબંધનથી અચકાતા હતા, તે બંધન એઓ હિંમતી સુધારકે સને ૧૮૭૯ થી તોડી નાખ્યું હતું. સ્વજ્ઞાતિ તથા બીજી એવી જાહેર બાબતોની સેવા બદલ સને ૧૮૮૩ માં મુંબઈમાં બંધાયલી નવી કાપડ બજારને વેપારીઓએ "લક્ષ્મીદાસ ખીમજી કાપડ બજાર" નામ આપ્યુંછે. તેજ સાલમાં "લક્ષ્મીદાસ ખીમજી સ્પિનિંગ એન્ડ વિવીંગ મિલ્સ" સ્થપાઈ, તેના એઓ એજંટ અને મેનેજીંગ-ડાયરેકટર છે. એ વિના તેઓ બીજી કેટલીક કંપનીઓના ડાયરેકટર પણ છે. મુંબઇ સરકારે તેમને ૧૮૬૩ માં "સુલેહના અમલદાર" ઠરાવ્યા છે, અને મુંબઈની કર ભરનારી રૈયતે 'મ્યુનિસિપલ-કોરપોરેશન' માં પોતાના વકીલ તરીકે ૧૮૭૪-સુધી બે વખ્ત પસંદ કરી મોકલ્યા હતા. એઓ પોતાના જ્ઞાતિવાલા દ્રવ્યવાન સ્વર્ગવાસી થયેલા ગૃહસ્થોની મીળકત અને દોલતના વિના સ્વાર્થે તેઓને મળતું કમિશન વિરક છોડી દઇ 'ટ્રસ્ટી' નું કામ કરેછે, અને કેળવણીના ફેલાવા ખાતર દશહજાર રૂપિયાની તેઓએ જાહેર બક્ષીસ કરીછે તથા પોતાના સારા સ્વભાવ અને દેશહિતૈષીપણાથી સ્તુતિપાત્ર આદરમાન સંપાદન કરવા શક્તિવાન થયા છે. વળી તેઓ પોતાથી બની શકે તેવાં પ્રજા લાભનાં કામો કરે છે. સુધારાના આગેવાન તરીકેનું તેઓ માન ધરાવે છે.



શેઠ ગોવર્ધનદાસ ગોકલદાસ તેજપાળ.

# શેઠ ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાળ.

**જન્મભૂમિ.**—મુંબઈ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૨૩ ના ચૈત્ર વદિ ૧૧.

**જ્ઞાતિ.**—ભાટિયા.

તેઓના પિતા શેઠ દ્વારકાદાસ વસનજી મુંબઇના કચ્છી ભાટિયા મહાજનના મુખ્ય શેઠ હતા, અને દેશહિતનાં પરોપકારી કામો કરી પ્રખ્યાતિ મેળવી ગયલા સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ તેજપાળના ભાણેજ તેઓ થતા હતા. તેમણે મુંબઇમાં "જીવરાજ બાલુ" નામની કન્યાશાળા સ્થાપન કરી છે. વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપવામાં તેઓ ઉત્સાહી હતા.

બારમે વર્ષે સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ તેજપાળનાં વિધવા શામા વહુએ તેમને દત્તક લીધા હતા. સ્વભાષાના અભ્યાસ ઉપરાંત ઈંગ્રેજી ભાષાની કેળવણી પણ મિ. ગોવર્ધનદાસે મુંબઇની "ફ્રેંર્ટ હાઇસ્કૂલ" માં લીધી છે, અને લાયક ઉમ્મરે પહોંચ્યા પછી હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશોમાં પ્રવાસ કરી સારો અનુભવ તેઓએ મેળવ્યો છે. સદરહુ પ્રવાસમાં વૈષ્ણવોનું પવિત્ર ધામ નાથદ્વારા છે, તે સ્થલથી પાછા ફરતાં ઉદયપૂરના મહારાણાની ભેટ લીધી હતી, તેના સંબંધમાં ત્યાંનાં "સજ્જન કીર્તિ સુધાકર" નામનાં પત્રે જણાવ્યું હતું કે,—"લોકના કહેવાથી જણાય છે કે, એમના (શેઠ ગોવર્ધનદાસના) પિતા ગોકળદાસ તેજપાળ મોટા પરોપકારી પુરુષ હતા, વિશ લાખ રૂપિયા તેઓએ સ્વદેશ લાભનાં અને લોકોપયોગી ઉત્તમ કામો પાછળ ખરચ્યા છે. કન્યાશાળા, ગોકળદાસ તેજપાળ હૉસપિટલ, અને બીજાં સદાવ્રતો તેમાંથી સ્થાપન કરવામાં આવેલાં છે. ગોવર્ધનદાસ પણ નાની વય છતાં વિદ્યોત્સાહી, સજ્જન ગુણગ્રાહક, અને સ્વદેશ હિતૈષી છે." ઇત્યાદિ.

સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ તેજપાળે સ્થાપન કરેલાં ધર્મખાતાંઓ ચાલુ કરવાની ઉલટથી શેઠ ગોવર્ધનદાસે હિંદુઓનું પવિત્ર તીર્થસ્થળ જેને "તીર્થરાજ" કહેછે, ત્યાં રૂપિયા ૬૫,૦૦૦ ખર્ચી એક ધર્મશાળા

બંધાવી છે, તેથી યાત્રાળુ વર્ગને ઘણીજ સુખશાંતિ થાયછે. તેઓએ વળી ભટ્ટી રજપૂતોનાં મૂળ વતન જેસલમેરમાં એક મોહોટો કુવો ખોદાવવા માટે રૂપિયા ૪૦,૦૦૦ આપ્યા છે; એ સિવાય ગુર્જર ગ્રંથકારો તેમજ વિદ્યાર્થિઓને આશ્રય આપવામાં પણ તેઓ પરમ ઉદાર છે.

હાલમાં મુંબઇમાં સ્થાપન કરવામાં આવેલી "વિકટોરિયા ટીકનિકલ ઇનસ્ટિટચ્યુટ" માં આપણા માનવંતા અને લોકપ્રિય ગવર્નર લાર્ડ રેના નામથી એક સ્કાલરશિપ સ્થાપવામાટે તેઓએ રૂપિયા ૫,૦૦૦ આપ્યા છે. આ અને એવાંજ તેમનાં સ્તુતિપાત્ર કૃત્યો માટે પ્રસિદ્ધ વર્ત્તમાનપત્રોએ તેમની વારંવાર પ્રશંસા કરેલી છે. જે રીતે વિદ્યા વૃદ્ધિ થઈ અજ્ઞાનનો અંધકાર દૂર થાય તે રીતેથી તેઓ નિરંતર વર્તે છે.

---

# શેઠ દામોદરદાસ તાપીદાસ. જે. પી.

**જન્મભૂમિ.**—સુરત.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૨ ના ચૈત્ર વદ ૧૩ વાં. ગરેઉ તા. ૨૩ મી એપ્રીલ, ઈ. સ. ૧૮૪૫.

**જ્ઞાતિ.**—અમદાવાદી દશા મોઢ ઘોગવા વાણીઆ.

એઓનો સુરતમાં જન્મ થયા પછી તેમના પિતા શ્રી મુંબઈમાં રહેતા હોવાથી તેઓ મુંબઈ આવી વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. ગૂજરાતી ભાષાનું સારૂં જ્ઞાન મેળવ્યા પછી શેઠ માણેકચંદ લખમીચંદને ત્યાં નામું શીખવા બેઠા હતા તે પછી ઇંગ્રેજી કેળવણી તેઓએ સંપાદન કરવા માંડી, અને ત્યારપછી પરીક્ષા આપી તેઓ એલ્ફિન્સ્ટન હાઇસ્કુલમાં દાખલ થયા, ત્યાં કેન્ડિડેટ વર્ગ સૂધી ઇંગ્રેજી ભાષાનો અનુભવ મેળવીને પ્રાઇવેટ રીતે મેટ્રિકયુલેશનની પરીક્ષા આપવા ગયા, પણ નિષ્ફળ થવાથી મુનસીફની પરીક્ષામાટે ખાનગી અભ્યાસ શરૂ કીધો. પરીક્ષા વખતે સર્વે બાબતમાં પાસ ઉતર્યા છતાં સદર અદાલતના ચાલુ વહીવટના સવાલમાં નાપાસ થવાથી તેઓ પરીક્ષામાં નાપાસ થયા.

અંગ્રેજી ભાષામાં તાર લખવાનો તેમને શોખ હતો. તાર લખવામાં જે પેદાસ થતી તે પોતાના અભ્યાસ માટે ચોપડીઓ લાવવામાં અને ગરીબ વિદ્યર્થીઓને મદદ કરવામાં વાપરતા હતા.

તેઓ મી. જે. પી. કારશેરરથ કંપનીમાં શીખવા ગયા, ત્યાં ઇંગ્રેજી કાગળ પત્ર લખતાં શીખ્યા પછી, એ તથા બીજી ઇંગરેજી આફિસની દલાલી કરવા લાગ્યા, અને રૂ. વેચવા, પરખાવવા, વગેરેમાં પોતે ભાગ લેવા લાગ્યા. પછી એઓને ' બીરાર ' પ્રેસ કંપનીના સેક્રેટરી નિમવામાં આવ્યા. ત્યારપછી સ્વદેશમાં નવી શોધો અને નવા હુંનરો દાખલ કરવાની જીજ્ઞાસાને અનુસરી તેમણે “ અલાયન્સ સિલ્ક મેન્યુફેકચરિંગ કંપની ” ના નામનું રેશમનું કારખાનું ઉઘાડયું. રેશમના કારખાનામાં વિવિધ જાતના દેશી નમુનાઓ બનાવવાની ઉલટમાં પાછા પડયા ન હતા. દેશોત્કર્ષના ઉત્સાહ સાથેજ તેઓ બહુ દયાળુ હોઇ ધર્મ કૃત્યમાં પણ મોટો ભાગ લેછે. સૂરતમાં ભયંકર રેલથી જે નુકસાન થયું હતું, તેમાં મદદ કરવામાં અગ્રભાગ લઈ, એ ફંડના જૉઇન્ટ આનરરી સેક્રેટરી તેઓ ઠર્યા હતા. ભરાયલા ફંડમાંથી ફાજલ રહેલાં નાણાંના તેઓ એક ટ્રસ્ટી છે. તેઓને એક સ્પેશિયલ જુરર ઉપરાંત સને ૧૮૮૬ માં મુંબઈના મ્યુનિસિપલ કારપોરેશનના મેમ્બર નિમવામાં આવ્યા હતા. અને ત્યારપછી

૧૮૮૭ માં તા. ૨૪ મી માર્ચે અમલદાર સુલેહના ("જસ્ટિસ ઑફ ધી પીસ") અમલદાર નિમવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૭૨ નિ સાલથી આલબર્ટ પ્રેસના ડિરેકટર નિમાયા છે. એ શીવાય એમના બહોળા અનુભવથી મજગામ મેન્યુફેકચરિંગ કંપની, બોમ્બે મેકેનિંગ બિલ્ડિંગ કંપની, ભાવનગર મીલ, વિગેરેના લીકવીડેટર તેઓ થયા હતા, તેમજ બીજી કેટલીક મીલોના તા. લેડ કંપનીના ડિરેકટર પણ નિમાયા હતા. ઈ. સ. ૧૮૮૬ માં મીલ ઓનરસ એસોસિએશનના મેમ્બર થયા હતા, તથા તે સિવાય ઇન્ડિયન ફાયર અને બામ્બે ફાયર ઇન્સ્યુરન્સ કંપનીના તથા અલાયન્સ સિલ્ક મિલ કંપનીના ડિરેકટર, તથા સૂરતની ફુલપાડાની ધર્મશાળા, અને બાબુલનાથ, તથા નારણબાવાની ધર્મની જગાના ટ્રસ્ટી નેમાયા છે. તેઓએ સિલ્ક મિલમાં જે ખંતથી મેહેનત કરી તેવિષે ૧૮૭૫ ના નવેમ્બરના ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં તેમના એ ઉત્તમ કાર્યની નોંધ લઈ સારૂ લખાણ થયેલું છે. એઓએ પોતાના પિતાના નામથી રૂપિયા ૫૮૬૭ ની રકમ **લેબોરેટરી સુરત હાઈસ્કૂલને** લગતી બાંધવામાં તથા રૂપિયા છ હજારની રકમ મુંબાઇની વિકટોરિયા જ્યુબીલી કિનિક્રમ ઇન્સ્ટિટયુટમાં, બે પોતાના નામની પેહેલા **ધોરણમાં**, બે પોતાના કાકા તુળશીદાસ વ્રજદાસના નામની **બીજા ધોરણમાં**, અને બે ત્રીજા **ધોરણમાં પોતાના** પિતાશ્રી તાપીદાસ વ્રજદાસના **નામની સ્કોલરશિપ** આપવા તથા બાકી રહે તેમાંથી પોતાના દાદા વ્રજદાસ આત્મારામના નામનું દર વર્ષે એ સ્કૂલમાં પ્રાઇઝ આપવા આપેલા છે.

શેઠ દામોદરદાસ અસલથી વેપારી લાઇનમાં પડવાથી વેપારી રીવાજમાં તથા કામકાજમાં ઘણો અનુભવ ધરાવી તેમાં સારી શક્તિ સંપાદન કરી છે. સુતર અને રૂઉના વેપારીઓ સાથે કામકાજ લેવાની તેમની ખુબી વખાણને પાત્ર છે. આજે તેઓ કેટલીક મીલોના ડાઇરેકટર હોવાથી તેઓ તે મીલના ભાગીદારોને ઘણા ઉપયોગી થઈ પડયા છે. પોતાના પીતા શેઠ તાપીદાસના ઉત્તમ ગુણોનો લાભ મલ્યાથી તેનું આ રૂડુ પરીણામ અમલમાં આવેલું છે.

તેઓએ ગુજરાતના ઘણાભાગમાં અને બીરારમાં ઘણો પ્રવાસ કર્યોછે. તેઓ સ્વભાવે શાન્ત, ગુણી, વિદ્યાર્થીઓને અને નિરાશ્રિતને આશ્રય આપનારા છે. તથા તેઓએ પોતાની જીદંગીમાં જેના સંબંધમાં આવ્યા છે, તેના સંબંધે સ્તુતિપાત્ર પ્રશંસા મેળવી છે.

---



શેઠ ધરમસી મોરારજી ગોકલદાસ.

## શેઠ ધરમસી મોરારજી ગોકલદાસ.

**જન્મભૂમિ.**—મુંબઈ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૨૮ ના ફાગણ વદ ૮.

**જ્ઞાતિ.**—ભાટિયા.

એઓના મરહુમ પિતાશ્રી શેઠ મોરારજી ગોકલદાસ મુંબઈમાં બહુ પ્રતિષ્ઠિત હતા. તેમણે બહોળો વ્યાપાર ખેડયો હતો, અને સ્વપરાક્રમથી મીલો સોલાપુરમાં તથા મુંબઈમાં બે ત્રણ સ્થાપી હતી. તેઓએ સને ૧૮૭૯–૮૦ ના વર્ષમાં પડેલા દુકાલને સમયે હજારો લોકોને અન્નવસ્ત્ર પુરાં પાડી તેનું સંરક્ષણ કર્યું હતું. તેઓ સરકારના એક માનવંતા વિશ્વાસુ હોવા સાથે લેજીસ્લેટીવ કૌંનસીલના મેમ્બર હતા, અને તેમાં તેઓ તનમનથી નિસ્પૃહપણે બહુ યોગ્ય વાદવિવાદ ચલાવતા હતા. તેઓએ સ્વદેશની ઉપયુક્ત ઇષ્ટમિત્રતા સંપાદન કરી હતી. તેઓ ઉદારવૃત્તિના તથા ગ્રંથકારોના આશ્રય હતા. એ સને ૧૮૮૦ માં કૈલાસવાસી થયા ત્યારે તેઓ તેના પાછળ બે પુત્રને મૂકી ગયાછે.

તેમના વડા પુત્ર શેઠ ધરમસીએ પોતાની બાલ્યાવસ્થામાં પોતાના પિતાશ્રીએ નિમેલા એગ્ઝીકયુટર મારફતે વિદ્યાભ્યાસ સંપાદન કરવાનું શરૂ કર્યું, અને એલ્ફિન્સ્ટન કૉલેજમાં અંગ્રેજી વિદ્યાભ્યાસ શરૂ કર્યો હતો. સંવત્ ૧૯૪૩ ની સાલમાં તેમનાં લગ્ન થયા પછી તેઓ પોતાના પિતાશ્રીએ સ્થાપન કરેલી મીલોની રજીષ્ટર થયેલી ઑફિસને સંભાળવામાં તથા મીલ વિગેરેનો અનુભવ સંપાદન કરવામાં રોકાયા. તેઓ હજુપણ વિદ્યાવૃદ્ધિ કરવામાં પ્રવૃત્ત છે; તથા સ્વભાવે શાન્ત, ગુણી, નિર્અભિમાની અને સદ્દગુણ સંપન્ન છે.

---



શેઠ મયાભાઈ પ્રેમાભાઈ હેમાભાઈ.

# શેઠ મયાભાઇ પ્રેમાભાઇ.

**જન્મભૂમિ.**—અમદાવાદ.

**જન્મદિવસ.**—સવંત્ ૧૮૯૧ ના ભાદરવા વદ ૧૦.

**જ્ઞાતિ.**—શ્રાવક ઓશવાળ.

અમદાવાદના જાણીતા સ્વર્ગવાસી નગર શેઠ પ્રેમાભાઇ હેમાભાઇના તેઓ જ્યેષ્ઠ પુત્ર થાયછે. તેઓએ બાલ્યાવસ્થામાં ગુજરાતી ભાષાનું જ્ઞાન સંપાદન કીધું છે. અને તેઓએ પ્રથમથીજ વેપારી લાઇનમાં પડેલા હોવાથી એમાં તેમણે સારૂં જ્ઞાન સંપાદન કીધું છે. શેઠ મયાભાઈ ગરીબોને બનતો આશ્રય આપવાની વધારે ખંત ધરાવે છે. સંવત્ ૧૯૧૯ ની સાલમાં ગુજરાતમાં જ્યારે દુકાળ પડ્યો ત્યારે તેમણે પોતાથી બની શક્તિ મદદ કરી હતી, આ દુકાલ સમયે સિંધ અને બીજા ગામો તરફથી જથ્થાબંધ અનાજ મંગાવી, સસ્તે ભાવે છુટથી વેચ્યું હતું. તેમાં તેમને મોટી રકમની નુકસાની ભોગવવી પડી હતી. શેઠ મયાભાઈના આ ધર્મ સંબંધી કામમાં તે વખતના અમદાવાદના કલેક્ટર મિ. હોપ સાહેબે ઉત્તમ મદદ આપી હતી, અને તેથી તેઓ વધારે પ્રસિદ્ધિ પામ્યા હતા. અમદાવાદની શેહેરી સમાજના કમિશનર તરીકેનો શેઠ મયાભાઇએ હોદ્દો ભોગવ્યો છે, તેમાં તેઓએ પોતાના અનુભવપ્રમાણે કામ કરી વસ્તીના ભલા માટે બનતું કર્યું હતું, તેઓના પિતા શેઠ પ્રેમાભાઈ હેમાભાઇ સંવત્ ૧૯૪૩ ના આસો વદ ૮ ને દિવસે દેવલોક થયા. ત્યારથી તેમને નગર શેઠની પદ્વી મળી છે, અને હાલ તેઓ અમદાવાદના નગરશેઠનું મહાન પદ ધરાવેછે. શેઠ મયાભાઇને તેમના સંબંધમાં સૌ કોઇ ચાહે એવી પ્રીતિ મેળવવાની એમનામાં ખુબી છે, કે જેથી તેમના સંબંધમાં આવનાર લોકો તેમના ઉત્તમ ગુણોની તથા મળતાવડા સ્વભાવની પ્રશંસા કરેછે. અમદાવાદમાં નગર શેઠ તરિકેનું પદ ધરાવતા હોવાથી ત્યાંની વસ્તિમાં અને યુરોપિયનોમાં વધારે જાણીતા થઈ પડયા છે. પોતાના કુટંબીઓમાંના સલાહસંપથી વર્તી આનંદમાં દિવસો ગુજારવાની ઉલટ કર્ફ્ક ઊમદા જણાઇ છે.

---



શેઠ સારાભાઈ મગનભાઈ કરમચંદ.

# શેઠ સારાભાઈ મગનભાઈ કરમચંદ.

**જન્મભૂમિ.**—અમદાવાદ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૨૦ ના ફાગણ વદી ૧૩.

**જ્ઞાતિ.**—શ્રાવક વાણીઆ.

તેઓ અમદાવાદના જાણીતા સ્વર્ગવાસી શેઠ મગનભાઇ કરમચંદના વારસ છે. તેઓએ ગુજરાતીમાં સારો અભ્યાસ કર્યો છે. સિવાય અંગ્રેજીમાં મેટ્રિક્યુલેશનની પરિક્ષામાં પસાર થયાછે. તેમના હસ્તક સરાફિ ધંધો આવ્યાથી એ ધંધામાં સારૂં જ્ઞાન ધરાવે છે. તેઓ અમદાવાદ મેન્યુફેકચરીંગ અને કેલીકો પ્રિન્ટીંગ કંપની લીમીટેડના એજન્ટ છે. આ કારખાનાનું કામ તેમની દેખરેખ નિચે સારી હાલતમાં ચાલેછે. શેઠ સારાભાઈ તે કામપર વધારે લક્ષ આપતા રહેછે, એટલુંજ નહી પણ તેઓ ધંધો કરનારાઓ પાસેથી જોઇતો અનુભવ મેળવવા તત્પર રહે છે. અમદાવાદથી ધોલેરાસુધીની રેલ્વે કરવા જે કંપની ઊભી થઇછે, તેમાં તેઓએ સારો ભાગ લીધોછે. એટલે આ દેશના ઉદ્યોગને દીપાવવાની ઊલટ તેમનામાં ઘણી સમાયલી છે. આ રેલ્વે કંપનીના તેઓ એક કમિશનર છે. શેઠ સારાભાઇએ કલકત્તા, મદ્રાસ, મુંબઈ, કાઠિઆવાડ અને દક્ષિણના કેટલાક ભાગમાં પ્રવાસ કરી જોયેલછે, એક વખતે કાઠિઆવાડની મુસાફરી પગ રસ્તે કરી હતી, ત્યાં રસ્તામાં જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાંના જાણીતા ગૃહસ્થો અને વેપારીઓ વિગરેએ તેમનો સારો સત્કાર કર્યો હતો. વળી તેઓ દેશીઓ પ્રત્યે સારી મમતા બતાવે છે. તેમના સંબંધમાં આવેલા દેશી તથા યુરોપિયનો તેમના માટે ઊંચું મત ધરાવેછે. તેઓ કસરત કરવામાં હોંસીલા જણાયછે, અને તેમની સાથે રા. ચમનભાઈ જે કે તેઓના ભાઈ છે, તેપણ તેમાં ભાગ લે છે. સ્વર્ગવાસી શેઠ મગનભાઈ કરમચંદનાં સ્થાપિત થયેલાં ખાતાંઓને દિપાવી મુકવાને તેઓ જે શ્રમ લેછે તે વખાણવા લાયક છે. અને એ શેઠના ખર્ચેલા પૈસાનું સાર્થક પૂર્ણ રીતે અમલમાં આવેલું છે, તેમાં તો શક નથી. ગરીબોને અને મુખ્યત્વે કરીને આંધળા, લૂલાઓને ઘટિત મદદ કરવાને શેઠ સારાભાઇમાં એક છૂપો ગુણ હોવાથી તેઓ પોતાના પૈસાનો સારો ઊપયોગ કરી શકેછે. જોકે તેઓનું વય હાલ મધ્યમ છે, તોપણ તેઓ એક મહાન વેપારીનું પદ ધરાવે છે. અને વળી દેશવિદેશમાં સારી લાયકતને પાત્ર થયાછે.

---



રા.રા. મનસુખભાઈ લગુભાઈ.

# શેઠ મનસુખભાઈ ભગુભાઈ.

**જન્મ.**—સંવત્ ૧૯૧૧ ના શ્રાવણ સુદ ૧૧. તા. ૨૩ મી આગષ્ટ સને ૧૮૫૫.

**જન્મ ભૂમિ.**—અમદાવાદ.

**જ્ઞાતિ.**—વીશા પોરવાડ.

એઓએ ગુજરાતી ભાષાનો અભ્યાસ કરવા ઉપરાંત ઈંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કર્યોછે. અસલથીજ વેપારપર તેઓનું લક્ષ હોવાથી પોતાના ઘરના ધંધાપર વધારે લક્ષ આપતા ગયા, આજે તેઓને હસ્તક ચાલતી અમદાવાદ મધ્યેની મીલનું કામકાજ ઘણી ચાલાકીથી કરેછે. મીલમાં બનતા માલોમાં વધારો સુધારો કરવાની તેઓ ખંત રાખેછે. હાલમાં અમદાવાદથી તે ધોલેરા સુધી રેલ્વે ચાલુ કરવાની જે યોજના યોજાયછે તે કામમાં રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ. ની સાથે રહી તેઓએ બનતી મેહેનત લેવા માંડીછે. એ કંપનીના તેઓ ઑનરરી સેક્રેટરી છે. દેશમાં ઉદ્યોગનો વધારો થયલો જોવાને તેઓ વિશેષ ઉત્સાહી લાગેછે.

શેઠ મનસુખભાઇ કેટલીક મીલોના ડાયરેકટર છે, તેઓ તે મીલોના લાભમાટે બનતું કરેછે. અમદાવાદના પડી ભાગેલા ઉદ્યોગને સજીવન કરવામાં તેઓની કાલજી કંઈ ઓછી નથી.

શેઠ મનસુખભાઇ સ્વભાવે શાન્ત અને કોઇનું ભલું કરવામાં વધારે ઉત્સાહી છે. મિત્રમંડળમાં તેઓએ સારો પ્રેમ મેળવ્યો છે.

---

# શેઠ પુરૂષોત્તમદાસ કેશવદાસ.

**જન્મભૂમિ.**—વડોદરા.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૭ આશ્વિન સુદ પ્રતિપદા.

**જ્ઞાતિ.**—દશા મોહોઢ માંડળીઆ વાણીઆ.

આ સદ્‌ગૃહસ્થની બાલ્યાવસ્થામાં તેઓને મરહુમ શેઠ કેશવદાસનાં પત્ની જમનાબાઇએ સંવત્ ૧૯૧૪ ની સાલમાં દત્તક લીધા હતા. બાલ્યાવસ્થામાં પ્રશંસનીય કેળવણી તેઓએ લીધી હતી, અને તેઓને દત્તક લીધા પછી તેમના તાબામાં કેટલાંક ગામો, જેવાંકે સિંધિયા સરકાર તરફથી મલેલા પ્રાંત મથુરા તાબે રાજપુર, જીલ્લા ભરૂચ તાબે મહમદપૂર; ગાયકવાડ સરકાર તરફથી મોજે ઉડેરા, અકાપુર, આસણા, વિગેરે જાગીર આપી હતી. સિવાય ગાયકવાડ સરકાર તરફથી રકિડ, નિમનોકો, તથા પાલખી, ચોપદાર વિગેરે ઈનામ દાખલ મળેલાં છે.

તેઓના મૂળ પુરૂષ શેઠ ખુશાલદાસ તેમજ તેમના ભાઇઓએ સુરત, ભરૂચ, ઉજન આદી પ્રદેશોમાં દુકાન કહાડેલી, જે સુરત સિવાય બીજે સ્થળે હજુ કાયમ છે. એ દુકાનો ખુશાલદાસે કહાડ્યા પછી તેઓને શ્રીમંત સિંધિયા સરકાર તરફથી શ્રીમંત પેશ્વા સરકારમાં વકીલાતપણું કરવાનું કામ સોંપવામાં આવ્યું. જે ઘણી સંતોષકારક રીતે બજાવ્યા પછી તેઓને સુરતની મામલતદારી સોંપી, અને તે સાથે મહમુદપૂર ઉર્ફે અંડોલ ગામ સને ૧૭૯૪ માં ઈનામ દાખલ આપ્યું. ઇ. સ. ૧૭૯૭ માં તેમનો સ્વર્ગવાસ થવાથી તેમના નાનાભાઈ પ્રભાદાસને તેમની જગા મળી, તેઓને શ્રીમંત ગાયકવાડ ગોવિંદરાવ સાથે ઘણો સંબંધ બંધાયો તેમને રાજ્ય પ્રસંગે નાણાંની ઘણી મોહોટી રકમ ધીરતા, તે રાજ્ય સેવાના બદલામાં ઈ. સ. ૧૮૦૦ માં મોજે ઉડેરા ગામ તેમને જાગીરમાં મળ્યું, તેમના ઉપરના ગાયકવાડ સરકારશ્રીની મેહેરબાની ભરેલા પત્રો પણ હજુ તેના વંશજ શેઠ પુરૂષોત્તમદાસના હવાલામાં છે. મરહુમ પ્રભુદાસે રાજ્ય સેવા ઉપરાંત પ્રજા સેવા પણ સારી બજાવી વડોદરામાં પોતાના જ્ઞાતિ બંધુઓની નબલી સ્થિતિમાં તેમનાપર ઉપકાર કર્યો હતો; પ્રભુદાસને કંઇ સંતતિ નહિ હોવાથી સને ૧૮૧૩ માં તેમનો સ્વર્ગવાસ થયો, તે આગાઉ સને ૧૮૧૦ માં મરહુમ ખુશાલદાસનાં પત્ની ગંગાબાઇએ પોતાના ભાણેજ અને પ્રભુદાસની બેહેનના પુત્ર કેશવદાસને દત્તક લીધા હતા. સને ૧૮૩૦ માં

ગાયકવાડ સરકાર ઉપર શહેરના શાહુકારોનું લેહેણું ઘણું વધી ગયું હતું, તેમાં આ શેઠ કેશવદાસ પણ હતા, પણ તે શિવાય બીજા સાહુકારોએ અમદાવાદ જઇ અંગ્રેજ સરકારની મદદ લઈ ગાયકવાડ સરકારને સંકડાસમાં લેવાની તજવીજ કરી; પણ મરહુમ શેઠ કેશવદાસે પોતાનાં લેહેણાં ઉપરાંત બીજા સાડાતેર લાખ રૂપીયા ગાયકવાડને ધીરી સાહુકારોનું દેહેણું પતાવ્યું હતું. તેઉપરથી તેની સેવાના બદલામાં ગા. સરકારે આસણા ગામ જાગીરમાં આપ્યું તથા તે સીવાય પાલખી, ચોપદારની નિમનોક કરી આપી.

કેશવદાસ શેઠને બાઇશ્રી ગંગાબાઈ સાથે તકરાર થવાથી તેઓ મથુરાજીમાં જઈ રહેતા હતા પણ ત્યાં તેમનો સ. ૧૮૩૩ માં સ્વર્ગવાસ થવાથી તેમનાં પત્ની જમનાંબાઇએ પોતાની ભત્રીજીના પુત્ર ભાણુભાઇ ઉર્ફે દામોદરદાસના પુત્ર પુરૂષોત્તમદાસને વડોદરામાં દત્તક લીધા અને ગંગાબાઇનો તથા પોતાનો તમામ વહીવટ તેમને સ્વાધીન કીધો. એ રીતે શેઠ પુરૂષોત્તમદાસને જાગીર અને પૂર્ણ દોલત મળ્યા પછી વડોદરાના મલ્હારરાવ ગાયકવાડે સ. ૧૮૭૨ ની સાલમાં રાજ્ય તરફથી અપાયલી જાગીર જપ્ત કરી હતી, પણ તેઓએ (શેઠ પુરૂષોત્તમદાસે) બીજા જાગીરદારોની પેઠે બ્રિટિશ સરકારને અરજ નહિ કરતાં રાજ્ય તરફથીજ દાદ ચાહી હતી. તેઓએ હિંદુસ્તાનની મુસાફરી કરી બહોળા જ્ઞાન અને અનુભવ મેળવવા સાથે, પોતાના જાગીરનો ગામોના લોકો તરફ સારી દીલસોજી અને દયા દેખાડી. કર અને વિઘોટી, વેરા, વિગેરે માફ કર્યાં હતાં. તથા પ્રજોપયોગી કામો કરી સુયશ સંપાદન કરવાને તેઓ પોતાની કર્તવ્ય કૃત્યતાથી શક્તિવાન બન્યાછે.

શેઠ પુરૂષોત્તમદાસ સ્વભાવે માયાળુ તથા ગરીબો પ્રત્યે સારી ઇચ્છા બતાવેછે. જેથી સૌને ભાવતા થઇ પડયાછે. પોતાના વડવાઓની ચલકતી આબરૂને દીપાવવાની તેમનામાં સારી શક્તિ સમાયલી છે. સરકારમાં તેઓને લાયક માનપાન મળેછે. કેલવણી પ્રત્યે તેમનો ભાવ સારો છે. પોતાના કામકાજપર હમેશાં ખંતથી ઉલટ રાખેછે. અને મિત્રમંડળમાં પણ તે સારૂં માન ધરાવેછે.

---



રા. રા. કલ્યાણરાય હકુમતરાય દેશાઈ

## રા. રા. કલ્યાણરાય હકુમતરાય દેશાઈ.

**જન્મભૂમિ.**—આમોદ.

**જન્મદિવસ.**—તા. ૮ નવેમ્બર સને ૧૮૩૪.

**જ્ઞાતિ.**—સુર્યવંશી બ્રહ્મ ક્ષત્રી.

દેશાઇજીનું કુટુંબ ગૂજરાતમાં એક પાલખી નસીન તરીકે મશહુર છે. એમના વડીલો લાંબો કાળ થયા હિંદુસ્તાનથી ગૂજરાતમાં આવીને વસેલાછે. મુગલાઇ રાજ્યના સમયરંગમાં વિલક્ષણ શૌર્યાદિ ક્ષાત્ર બુદ્ધિબળના પ્રભાવથી, ગૂજરાતમાં તે સમયના રાજ્યરંગમાં અનેક પ્રકારની મદદ કરી મોહોટી જાહાગીરી સંપાદન કરેલીછે, જે અદ્યાપિ એમના કુટુંબમાં ચાલતી આવેછે. સદરહુ જાહાગીરમાં ભરૂચ જીલ્લાના વાઘરા પ્રગણાનું ગામ મોજે કલમ છે. પ્રસિદ્ધ સમય પરત્વે આ કુટુંબના પૂર્વજોએ માહાન કાર્યો કરી ગૂજરાતમાં વિલક્ષણ ચિત્ર દર્શન ચિત્રેલુંછે. જે વિષય આ પ્રસંગના સંબંધમાં વિષયાંતર હોવાનેલીધે અમે દર્શાવતા નથી. તોપણ એટલું લખ્યા શીવાય ચાલતું નથી કે, સમય સમયના રાજ્યરંગમાં પોતાનું અગ્રપણે દર્શન આપી ગૂજરાતના ઇતિહાસના પાનાને ચળકાવે એવાં અલૌકિક કાર્યો કર્યાછે. એવાં અનેક પરાક્રમોની સુવાસથી દેશાઈના કુટુંબને સર્વ મોટી આબરૂ આપેછે.

દેશાઇ કલ્યાણરાય બાળપણથીજ વિદ્યાના સારા વ્યસની છે. એઓએ ભરૂચ તથા સુરતની અંગ્રેજી સ્કુલમાં અભ્યાસ કીધો હતો. કે જે ભાષાનું જ્ઞાન આજે તેઓ સારૂં ધરાવેછે.

તા. ૧૮ માહે જાનેવારી સને ૧૮૬૩ માં એમના પિતા હકુમતરાયજી ઉરફે બાપાભાઇ દેશાઇ, કે જેઓ ભરૂચની મ્યુનીસીપાલીટી, લાઇબ્રેરી તથા ભરૂચ હાઈસ્કુલની સ્થાપના કરવામાં અગ્રભાગ લેનાર તથા સર્વને બહુપ્રિય હતા તેમના ગુજરી જવા પછી, એમની મોટી જાગીરની વ્યવસ્થા કરવાનું કામ દેશાઇને માથે આવી પડવાથી, તે કામમાં રોકાયા. તે કામ સારીપેઠે કરી પોતાની જહાગીરને તેઓ આબાદીમાં સંતોષકારક રીતે લાવેલાછે.

વખતો વખત બ્રિટિશ સરકારની વફાદારી બતાવવાને, તથા પ્રજાને સંતોષ આપવાને એ ગ્રહસ્થ અગ્ર પડેલ છે. સને ૧૮૫૭–૫૮ ના મોટા બળવા વખતે, બ્રિટિશ સરકાર પ્રત્યેની પોતાની વફાદારી બતાવી બ્રીટિશ રાજ્ય પ્રત્યેનો પોતાનો પ્રેમ પ્રતિપાદન કરી આપ્યો હતો.

ભરૂચની સંસકૃતશાળા તથા કેટલાક વિદ્યા વૃદ્ધિના ખાતાના, તથા ગરીબોના આશ્રય દાતાછે. જ્યુબીલીના સમયમાં ઔદાર્ય દાખવી કે-શરેહિંદ માહારાણીશ્રી પ્રત્યેનો પોતાનો પ્રેમભાવ સંપૂર્ણ બતાવી પ્રજાને સંતોષ આપ્યો હતો. એઓ હમેશાં નિરવહેમી અને સુધારાના સાથી છે. તેઓ ભરૂચના માહાજનના એક પ્રતિત ગ્રહસ્થ તથા એક ક્ષત્રિ જ્ઞાતિના મોહોરા છે. તથા ભરૂચની મ્યુનિસિપાલીટી તથા વાઘરા તાલુકા તથા ભરૂચ ડીસ્ટ્રીકટ લોકલબોર્ડના મેમ્બર છે.

---



રા.રા. શ્યામજી કૃષ્ણાવર્મા બા.એ.લા.

## પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એમ. એ. બેરીસ્ટર–એટ–લૉ.

**જન્મભૂમિ.**—માંડવી, કચ્છ પ્રાંત.

**જન્મદિવસ.**—ઈ. સ. ૧૮૫૭.

**જ્ઞાતિ.**—ભણુસાલી.

તેઓ પોતાની જન્મભૂમિમાં ગૂજરાતી મૂળાક્ષરથી અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ કરી તથા તે સાથે સંસ્કૃતનું પણ સારી રીતે અધ્યયન કરી સને ૧૮૭૩ માં મુંબઈ આવ્યા હતા. તેઓએ પોતાની બુદ્ધિ તથા ઉદ્યોગથી સંસ્કૃત ભાષાનું એવું તો સરસ રીતે અધ્યયન કર્યું હતું કે, તેમાં તેમને પંડિતની પદ્ધિ મળી હતી. ૧૮૭૪ માં તેમણે સંસ્કૃત ભાષાના બે પુસ્તકોનો ગૂજરાતીમાં તરજુમો કર્યો હતો. સને ૧૮૭૭ ના એપ્રિલ માસમાં તેમણે નાસકના રહેવાસીઓ તથા શાસ્ત્રીઓ સમક્ષ સંસારિક તથા ધાર્મિક સુધારાપર સંસ્કૃત ભાષામાં જે ભાષણ કર્યાં હતાં, તે એટલાં તો પ્રિય થઈ પડયાં હતાં કે તે વખતના નાસકના જોઇન્ટ સેશન્સ જડજ રાવ બાહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ તથા બીજા ગૃહસ્થોએ તેમને એક માનપત્ર આપ્યું હતું. એજ વર્ષમાં તેઓએ પુના, અમદાવાદ, ભરૂચ, સુરત, અલિબાગ, કાશી, લાહોર, અમૃતસર, ભુજ, અને માંડવી વગેરે શેહેરોમાં સંસ્કૃત ભાષામાં ભાષણો કર્યા હતાં. જેથી તેમને તે વખતે જુદે જુદે સ્થળેથી પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી માનપત્રો મળ્યાં હતાં.

પ્રોફેસર સર મોનિયર વિલિયમ્સ સને ૧૮૭૬ માં જ્યારે હિંદમાં હતા, તે વખતે તેઓની સંસ્કૃત ભાષામાં પ્રવિણુતા જોઈ તેમને ઑકસફર્ડ યુનિવર્સિટીમાં સંસ્કૃત ભાષામાં પોતાના આસિસ્ટંટ તરીકે રાખવા કબુલ કરેલું હોવાથી પંડિત શ્યામજી આ દેશનાં અનેક વિઘ્નો તથા બંધનો છતાં સને ૧૮૭૯ માં વિલાયત ગયા. તેઓ ઈંગ્લાંડ પોહોચ્યા પછી ઑકસફર્ડની નામાંકિત બેલીઅલ કૉલેજમાં આસિસ્ટંટ સંસ્કૃત પ્રોફેસર તરીકે નિમાયા. ત્યાં પોતાના આ હોદ્દા ઉપરાંત આર્ટસની ડીગ્રી લેવામાટે અંગ્રેજી ભાષાનું અધ્યયન કરવાનું ચાલુ રાખ્યું હતું, તથા લાટિન ભાષા જે તેઓ ઈંગ્લાંડ ગયા તે વખતે બીલકુલ નહિ જાણતા હતા, તે બાર મહિનામાં શિખી જઈ પેહેલી પરીક્ષા ઘણી સારી રીતે પાસ કરી. ત્યાર બાદ વળી લાટીન, ગ્રીક, તથા બીજી ભાષાઓનો વધુ અભ્યાસ કરી અને ન્યાયશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, તથા અંગ્રેજ લોકોનું ગ્રીક ભાષામાં અસલ લખાયલું બાઇબલ વગેરે

શાસ્ત્રો શિખી બીજી પરીક્ષાઓ પાસ કરી હતી. બેલીઅલ કૉલેજના અધ્યાપક તથા ફેલોએ તેમની સંસ્કૃત, મરાઠી, અને ગુજરાતી ભાષામાં ભાષણ કર્ત્તા તરીકે જે નિમણુક કરી હતી, તેમાં તેમણે સારો યશ મેળવ્યો હતો, કારણકે તેઓ મુળથીજ સંસ્કૃતમાં પ્રવિણ હતા. સને ૧૮૮૧ માં પૂર્વદેશની વિદ્યાના પંડિતોની બર્લીન મધ્યે જે કૉન્ગ્રેસ મળી હતી, તેમાં નેટીવ ઇન્ડિયન ડેલીગેટ તરીકે હિંદના સેક્રેટરીએ તેઓની નિમણુક કરી હતી. તેમણે આ કૉન્ગ્રેસની એક બેઠકમાં 'સંસ્કૃત હિંદભૂમિમાં એક વખતે જીવતી ભાષા હતી, એ વિષયપર અંગ્રેજીમાં એક નિબંધ વાંચ્યો હતો, જે નિબંધ કૉન્ગ્રેસ મધ્યે ડેલીગેટોને ઘણોજ પ્રિય થઈ પડ્યો હતો, જેઓએ તે કૉન્ગ્રેસના રીપોર્ટમાં છપાવી પ્રસિદ્ધ કરેલો છે. આદિ વર્ષના છેલ્લા માસમાં ઈંગ્લાંડના પ્રખ્યાત રાજદ્વારી મિ૰ ગ્લાડસ્ટને પંડિત શ્યામજીને પોતાના હાવર્ડન કેસ્ટલ મધ્યેના રહેઠાણમાં બોલાવી તેમની મુલાકાત લીધી હતી. ત્યાંની પ્રખ્યાત 'એમ્પાયર કલબમાં ઑનરરી મેમ્બર તરીકે તેઓએ સારૂં માન મેળવ્યું હતું. જે કલબમાં લૉર્ડ ડફ્રીનને હિંદના વાઈસરૉયની પદ્વિ મલ્યા પેહેલાં આમંત્રણ થયલું હતું અને તે વખતે પંડિત શ્યામજી સાથે લૉર્ડ ડફ્રીનની મુલાકાત પણ થઈ હતી. ૧૮૮૨ માં પંડિત શ્યામજીએ બેલીઅલ કૉલેજમાં બી. એ. ની ડીગ્રી મેળવી હતી, જે કૉલેજના મિ૰ ઇલ્બર્ટ, પ્રોફેસર વર્ડસવર્થ વગેરે મેમ્બરો છે. સને ૧૮૮૩ માં જ્યારે ઑકસફર્ડમાં એકઝીબીશન થયું હતું તે વખતે પંડિત શ્યામજીની લૉર્ડ નોર્થબ્રુકે પાટવી કુંવર નામદાર પ્રીન્સ ઑફ વેલ્સ સાથે ઓળખાણ કરાવી હતી. એજ વર્ષના સપ્ટેમ્બર માસમાં લંડનની ઓરિયનટલ કૉન્ગ્રેસમાં હિંદ ખાતાના સેક્રેટરી ઑફ સ્ટેટે તેઓને હિંદ તરફના એક પ્રતિનિધિ તરીકે મોકલ્યા હતા. આ ઉપરથી જણાશે કે પૂર્વ દેશની વિદ્યાના પંડિતોની કૉન્ગ્રેસોમાં જો કોઈ પણ દેશી પંડિતને સ્ટેટ સેક્રેટરીએ બે વખત મોકલ્યો હોય તો તે પંડિત શ્યામજી છે. લંડનની કૉન્ગ્રેસમાં તેમણે 'પ્રાચીન હિંદમાં લખવાનો ઉપયોગ' એ વિષયપર અંગ્રેજીમાં એક નિબંધ વાંચ્યો હતો, જે કૉન્ગ્રેસ મધ્યેના ભિન્નભિન્ન દેશના ડેલીગેટોએ લક્ષપૂર્વક શ્રવણ કર્યો હતો, અને તે પોતાના સંગ્રહમાં છપાવી પ્રસિદ્ધ કરેલો છે. ૧૮૮૩ ના નવેમ્બર માસમાં મુંબઇના આગલા ગવર્નર સર બાર્ટલ ફ્રીયરની દરખાસ્તથી તેઓ ઈંગ્લાંડની રૉયલ એશિયાટીક સોસાયટીના મેમ્બર થયા હતા. તેઓ ૧૮૮૪ માં ત્રણ મહિનાની રજા પર ડા૰ મોનિયર વિલિયમ્સ સાથે આ દેશમાં પાછા ફર્યા હતા, અને કલકત્તે જઈ નામદાર

લોકપ્રિય વાઇસરૉય લાર્ડ રીપન પાસેથી હિંદના વતનીઓને ઇંગ્લાંડમાં જવાનું સુલભ કરી આપવા તથા સ્કૉલરશિપ આપીને પણ ત્યાં મોકલાવવા માટેનું સેંકશન મેળવ્યું હતું. આ દેશમાં આસરે બે મહિના રહી પંડિત શ્યામજી પોતાનાં પત્ની સહ ઇંગ્લાંડ ગયા હતા, જે વખતે મિ૦ ગ્લાડસ્ટને તેમને પુનઃ પોતાના હાવર્ડન કેસ્ટલ મધ્યેના રહેઠાણમાં આમંત્રણ કર્યું હતું, જ્યાં તેઓ પોતાનાં પત્ની સહ ગયા હતા. નવેમ્બર ૧૮૮૪ માં તેઓ બારીસ્ટરની પરીક્ષામાં પસાર થયા હતા અને ૧૮૮૫ ના પ્રારંભમાં જે સ્ટીમરમાં લૉર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલ હતો તે સ્ટીમરમાં પોતાનાં પત્ની સહ તેઓ પાછા ફર્યા હતા. તેઓને અત્રે આવ્યા પછી રતલામના દિવાનની પદ્વિ મળી હતી, જે માટે દેશી તેમજ અંગ્રેજી વર્તમાનપત્રોએ એકસરખી પ્રશંસા કરી હતી. વળી ભૂજ તથા માંડવીના રહેવાસીઓ તરફથી તેમને માનપત્રો આપવામાં આવ્યાં હતાં, જેમાં એક લાયક નરની લાયક સ્તુતિ કરવામાં આવી છે. તેઓનાં પત્ની પણ ગૂજરાતી, અંગ્રેજી અને હિંદી ભાષાનું સારૂં જ્ઞાન ધરાવેછે, જેઓ અત્રેના પ્રતિષ્ઠિત ગૃહસ્થ મિ. છબીલદાસ લલ્લૂભાઈનાં પુત્રી થાયછે. લૉર્ડ ડફ્રીન પોતાનાં પત્ની લેડી ડફ્રીન સાથે સને ૧૮૮૫ માં મધ્ય હિંદુસ્તાનને પ્રવાસે નિકળ્યા હતા, તે વખતે જ્યારે ઇંદોરમધ્યે લેડી ડફ્રીને નામદાર હોલ્કરની મહારાણીની મુલાકાત લીધી, તે પ્રસંગે હોલ્કરનાં મહારાણીને ઇંગ્રેજીમાંથી હિન્દી ભાષામાં સમજાવવામાટે પંડિત શ્યામજીનાં પત્નીને બોલાવવામાં આવ્યાં હતાં. દેશીઓમાં ઑક્સફર્ડ યુનિવર્સીટિની એમ૦ એ૦ ની ડિગ્રી હાલ સુધીમાં પંડિત શ્યામજી સિવાય કોઈ પણ દેશીએ મેળવેલી લાગતી નથી. તેઓએ યુરોપ મધ્યે ફ્રાન્સ, જર્મની, બેલજીયમ, ઇટાલી અને આસ્ટ્રિયા વગેરે જાણિતા દેશોની મુસાફરી કરેલી છે. રતલામના રાજ્યમાં તેઓને દિવાનપદ મળ્યું હતું, અને તેઓએ રાજા પ્રજાના લાભોમાટે બનતું કરી પોતાની ખુશીથી આ નોકરી છોડી હતી, અને ત્યાંનાં મહારાજાએ તેમની નોકરીની કદર પિછાણી સારૂં ઈનામ આપ્યું છે.

તેઓ સદ્ગુણી તથા પ્રજાપ્રિય કાર્યો કરવાના ઉત્તમ ગુણોવાળા તથા માયાળુ થઈ બહુ પ્રતિષ્ઠિત થયાછે.

---



રા.રા. ભાઈશંકર નાનાભાઈ જે.પી.

## રા. રા. ભાઇશંકર નાનાભાઇ જે. પી.

**જન્મભૂમિ.**—ભુવાલડી, જીલ્લે અમદાવાદ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૧ ના શ્રાવણ સુદિ ૧૧.

**જ્ઞાતિ.**—રાયકવાળ બ્રાહ્મણ.

તેઓએ પોતાની સ્વ (ગૂજરાતી) ભાષા ઉપરાંત અમદાવાદની હાઇસ્કુલમાં ઇંગ્રેજી જ્ઞાન પણ મેળવ્યુંછે. સંવત્ ૧૯૧૯ ની સાલમાં તેઓ અમદાવાદ નિવાસી શેઠ દલપતભાઈ ભગુભાઇની મુંબઇની દુકાને મદદનીસ મુનિમ તરિકે (મુંબઇ) નિમાયા હતા, અને ત્યારપછી સંવત્ ૧૯૨૦ ની સાલમાં સુરતની રૉયલ બેંકની શાખામાં શરાફ તરિકેની તેઓની નિમણુક થઈ હતી. તેઓ ત્યાં કેટલોક વખત સુધી કામ ચલાવ્યા પછી મુંબઈ આવી વિક્ટોરિયા ફિનાન્સની ઑફિસમાં મેનેજર તરીકે રહ્યા હતા. અલ્પ સમયમાં તેઓ પ્રથમજ મિ. આનસલ નામના સોલિસિટરના આર્ટિકલ્સ કલાર્ક થયા, અને ત્યારપછી ઇસ્વી સન ૧૮૬૬ ના અકટોમ્બર માસમાં મિ. રીમિંગટન સોલિસિટરને ત્યાં રહી, જ્યારે મિ. રીમિંગટન કેલી હોરની ઓફિસમાં જોઇન્ટ તરિકે જોડાયા, ત્યારે (ઈ. સ. ૧૮૬૭ માં) ત્યાં મુખ્ય મેનેજીંગ કલાર્ક થયા.

ઇસ્વી સન ૧૮૭૦ માં મિ. જાફરસન સોલીસિટરના આર્ટિકલ કલાર્ક તેઓ થયા, અને ઇસ્વીસન ૧૮૭૭ માં હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી. હાઇકોર્ટ પ્લીડરની પરિક્ષામાં પાસ થયા પછી સોલિસિટરની પરીક્ષામાં પસાર થઇ તેજ સાલમાં સન ૧૮૭૮ ના જાનેવારી માસથી દોઢ વર્ષ પોતાના નામથી સોલિસિટરનું કામ ચલાવ્યું, તે પછી મિ. દીનશા પેસ્તનજી કાંગા એમ. એ. સોલિસિટર સાથે મળી જઈ "મેશર્સ ભાઇશંકર અને દીનશા"ના નામથી કામ ચલાવવા માંડયું. અને ૧૮૮૦ માં તેમના પ્રથમના શિક્ષક મિ. જાફરસન સાથે ભાગીદાર થયા, અને 'મેશર્સ જાફરસન ભાઇશંકર અને દીનશા'ના નામથી સોલિસિટરનું કામ આરંભ્યું, જે વર્તમાન સમયે મેશર્સ જાફરસન ભાઇશંકર દિનશા અને કાંગાના નામથી પેઢી ચલાવેછે અને વિદ્યમાન છે.

વકીલ થવા આગાઉ કોઠની રાણી બાઇશ્રી રૂપાલી બાના કામમાં સારો યશ પ્રાપ્ત કરવાથી, તથા મલ્હારરાવ ગાયકવાડની તપાસમાં તેમના વકીલો જાફરસન અને પેનની નેમણુક તેમણે મેળવી આપ્યાથી તેઓએ સારો યશ પ્રાપ્ત કરેલો છે; એટલુંજ નહીં પણ વડોદરાના પ્ર-

ખ્યાત ઝવેરી ઉત્તમચંદના કેસમાં અને રેવાશંકરના ધર્મના વકીલ તરીકે બચાવ કરવાથી આખી ગાયકવાડી પ્રજામાં તે જાણિતા થયાછે.

રા. ભાઈશંકર "નોટરી પબ્લીક" નો હોદ્દો ધરાવેછે; ઇ. સ. ૧૮૮૬ માં સરકારે તેમને "જસ્ટિસ ઑફ ધી પીસ" ના લિસ્ટમાં પણ દાખલ કર્યાછે; અને હાલ તેઓ શેઠ ગોકળદાસ તેજપાળના ધર્મખાતાંની મેનેજીંગ કમીટીના પ્રમુખ છે.

એમના સંબંધી તપાસ કરતાં માલમ પડેછે કે, એમણે પોતાની હાલની સ્થીતી પોતાની થતી મેહનતથીજ મેળવેલી છે. તેમના પિતા ગરીબ હતા અને પુરાણીનો ધંધો કરતા હતા તે ઉપરાંત થોડું ઘણું વ્યાજવટાવનું કામ કરતા હતા. તેઓએ બાલ્યાવસ્થામાં પણ પોતાનીજ જાતી મેહેનતથી શિક્ષક તરીકે કામ કરી ઈંગ્રેજી અભ્યાસ વધાર્યો હતો અને અહીં (મુંબાઈમાં) આવ્યા પછી પોતાની ચાલાકીથી જેમ તેમને તેમના ભાગ્યે સુચવ્યું અને તેમની સુબુદ્ધિએ દોર્‌યા તેમ તેમ જુદા જુદા ધંધામાં પ્રવેશ કરી હાલની સ્થિતીને પ્રાપ્ત કરી છે. તેઓ વિદ્યાવૃદ્ધિના કામ તરફ વધારે લક્ષ આપેછે. તેમણે સંસાર દુઃખદર્શક, કામનાથ, રૂપસુંદરી, શિવલક્ષ્મી અને દીપચંદશા નામના સંસારી સ્થિતી સુધારવાની સુચનાઓથી ભરપુર ગ્રંથ લખ્યા છે. રંભારતીલાલ નામનો ગ્રંથ શાસ્ત્રીની મદદથી લખાય છે, પણ પુરો થયો નથી. જ્યારે બુદ્ધિવર્ધક સભા બંધ પડી ત્યારે સત્યશોધક નામની સભા તેમણે મુંબાઈમાં સ્થાપિ હતી અને તેનું કામ સારી રીતે ચલાવ્યું હતું. હાલમાં પણ તેઓ લોકોપયોગી કામમાં લક્ષ આપ્યા કરેછે.

તેઓ સ્વભાવે મલતાવડા તથાં ગરીબોપર દયા રાખનાર છે. દેશાભીમાનની લાગણીએ તેમનામાં સારો વાસ કર્યોછે. પોતાના ગુર્જર બંધુઓ પ્રત્યે તેઓ રૂડી ઇચ્છા બતાવી ભલુ કરવાની ઉલટ રાખેછે. આજે તેઓ સારા યશને પાત્ર થયાછે.



રા·રા· મનસુખલાલ મુગઠલાલ મુનસી· ને· પી·

## રા. રા. મનસુખલાલ મુગટલાલ મુનશી.

**જન્મભૂમિ.**—સુરત.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૦ ના કાર્તિક સુદી ૯ તા. ૧ લી નવેમ્બર સને ૧૮૪૩.

**જ્ઞાતિ.**—વાલ્મિક કાયસ્થ.

સુરતની હાઇસ્કુલમાં અંગ્રેજી કેળવણી લીધા પછી તેમના મામા મરહુમ લલ્લુ ભાઈ કેશવલાલ જે કહેછે કે એઓના બાપદાદા હેદરાબાદથી આવેલા માજી "એગ્ઝીક્યુટીવ એનજીનિયર" હતા, તેઓની સાથે સને ૧૮૫૮ માં મુંબઈ આવ્યા; અને એલ્ફીનસ્ટન હાઈસ્કુલમાં દાખલ થયા. સને ૧૮૭૧ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા પછી એલ્ફીનસ્ટન કૉલેજમાં દાખલ થયા. સને ૧૮૬૩ માં "ફર્સ્ટ એકઝામિનેશન ઑફ્ આર્ટસ" માં પાસ થયા. ત્યારબાદ સર અલેકઝાન્ડર ગ્રાન્ટ સાહેબ જેઓ પ્રિન્સીપાલ હતા તેમનું શિક્ષણ પામી સને ૧૮૬૪ માં બી૦ એ૦ ની ડિગરી તેઓએ મેળવી, પછી સુરતની હાઇસ્કુલના પેહેલા આસિસ્ટંટ માસ્તરની પદવી તેઓને મળી, અને બે વર્ષ વિત્યાબાદ તેઓ આકિટંગ હેડમાસ્તર થયા. કાયદાનું જ્ઞાન મેળવવાના હેતુથી તેઓ ફરીથી મુંબઈ આવ્યા, અને એલ્ફીનસ્ટન હાઇસ્કુલમાં માસ્તર થયા; અને ત્યાર પછી ગૂજરાતી નિશાળોના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર નિમાયા પોતાની મૂલ મતલબ કાયદાસંબંધી જ્ઞાન મેલવવાની હતી તેઓને નોકરી છોડી દઇ પોતાના મામા લલ્લુભાઇ કેશવલાલની મદદથી મેશર્સ "કરક, પેટ્રીક અને વિન્ટર" સોલીસિટરોને ત્યાં મિ. કેરના આર્ટિકલ્ડ કલાર્ક થયા. ઈસ્વી સન ૧૮૬૯ માં એલ. એલ. બી. ની પરીક્ષામાં તેઓ પસાર થયા; અને તેઓ રેવરંડ ટેલર સાથે લગભગ ચાર પાંચ વર્ષ સુધી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં, અને ડાકતર વિલસનની સાથે એક વખત "ફર્સ્ટ એકઝામીનેશન ઑફ્ આર્ટસ" ની પરિક્ષામાં ગૂજરાતી ભાષાના પરીક્ષક તરિકે નિમાવાનું માન પામ્યા. ઈસ્વી સન ૧૮૭૦ માં સોલિસિટરની પરિક્ષામાં પાસ થયા પછીથી વર્તમાન સમય સુધી તેઓ સોલિસિટરનો ધંધો કરેછે; અને ગયે વર્ષે સોલિસિટરની પરીક્ષામાં પરીક્ષક પણ નિમાયા હતા.

---



રા. ગોકલદાસ કહાનદાસ પારેખ. જે. પી.

## રા. રા. ગોકળદાસ કહાનદાસ પારેખ.

**જન્મભૂમિ.**—ઉમેરેઠ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૩ ના માહા સુદી ૮ ઈ. સ. ૧૮૪૭.

**જ્ઞાતિ.**—ખડાયતા વાણીઆ.

તેઓએ ઇ. સ. ૧૮૫૯ સુધી પોતાના વતનમાં સ્વભાષાનું સાધારણ જ્ઞાન મેળવ્યા પછી મુંબઇમાં આવી, ગોકળદાસ તેજપાળ ઍંગ્લો વર્નાક્યુલર, તથા એલ્ફિનસ્ટન સ્કૂલમાં અભ્યાસ કર્યો; અને ૧૮૬૩ માં મેટ્રિક્યુલેશનની પરિક્ષામાં પસાર થયા પછી સને ૧૮૬૬ માં બી. એ. ની પદવી પામ્યા. ત્યારબાદ તેઓ સને ૧૮૬૭ માં સુરત હાઇસ્કૂલમાં ગણિતના શિક્ષક અને બીજા આસિસ્ટંટની જગા ઉપર નિમાયા. પછી સને ૧૮૬૮ માં મુંબઇની ગૂજરાતી સ્કૂલના ડે. એ. ઇન્સ્પેકટરની જગાપર તેમની નિમણુક થઇ, અને ત્યાં રહી અભ્યાસ વધારી તેમણે સને ૧૮૭૦ માં એલ. એલ. બી. ની પરિક્ષા પસાર કરી. હાઇકોર્ટના એડવોકેટની પરીક્ષામાટે પણ તેઓનો ઉદ્યોગ હતો.

ઈ. સ. ૧૮૭૧ માં માંડવીના આલફ્રેડ હાઇસ્કૂલના હેડમાસ્તર, અને કચ્છના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે નિમાયા હતા, પણ થોડા વખતમાં તેઓ પાછા મુંબઇના ડે. ઇન્સપેકટરની જગાપર આવ્યા ને ત્યાં વકીલાતનું કામ પણ સાથેજ આરંભ્યું. સને ૧૮૭૯ માં જંગબારના શેઠ વાઘજી કોરજી ઉપરના થયેલા કેસના બચાવ માટે તેઓ ત્યાં ગયા હતા, અને થોડો તે કોર્ટથી તથા બાકીનો તમામ હાઈકોર્ટમાંથી તેના લાભમાં કેસ ઉતરાવ્યો હતો. એ સમયથી તેમની વકીલ તરીકેની બહુ સારી પ્રતિષ્ઠા બંધાઈ છે; તે એ કેસથી તેમને દ્રવ્યપ્રાપ્તિ પણ સારી થઇછે. સને ૧૮૮૦ ની સાલમાં છોટા ઉદેપુરના રાજાના કુંવર ચંદ્રસિંહજી ઉપરના પોતાની સ્ત્રીને મારી નાંખવાના આરોપમાં તેઓ વકીલ રહ્યા હતા; અને તેજ સમયથી પોતાનું વકીલાતનું કામ બહુ વધેલું હોવાથી કેળવણી ખાતાનો સંબંધ તેઓએ મૂકયો. એ વખતે મુંબઈની શાલાના સર્વ શિક્ષકોએ તેમજ કેટલાક સંભાવિત ગૃહસ્થોએ તેમને સારૂં માન આપી તેમનો સંબંધ છૂટવા માટે દલગીર જણાવી હતી.

ઉમરઠમાં સરકારની મદદ લીધા સિવાય સ્કૂલનું મકાન ઉભું કરવાના કામમાં તેઓએ ઘણો શ્રમ ભાગ લીધો હતો, અને તેજ વર્ષમાં તેઓ મુંબઈની યુનિવરસિટીના ફેલો થયા હતા; ઇ. સ. ૧૮૮૧ માં સરકારે "જસ્ટીસ ઑફ્ ધી પીસ" ના વિષયમાં પણ તેઓનું નામ દાખલ કર્યું. આ ગૃહસ્થને જે રીતે વિદ્યોપાસનથી ઉચ્ચપ્રતિષ્ઠાને પામ્યાછે તે રીતિ બહુજનને અનુકરણીયછે. એમની સુબુદ્ધિ પણ વિદ્યાવૃદ્ધિ અને સંસાર સુધારાના કાર્યોમાં પ્રવૃત્તછે.



રા.રા. ગોવર્ધનરામ વિમાધવરામ ત્રિપાઠી એલ.એલ.બી.

## રા. રા. ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી.

**જન્મભૂમિ.**—નડિયાદ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૧૧, આશ્વિન સુદિ ૧૦. સન ૧૮૫૫.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર બ્રાહ્મણ.

**વેદાદિ.**—વેદ–સામ, શાખા–કૌથુમિ, ત્રિપ્રવર–આમહીયવ, આંગિરસ, તથા ઔક્ષર, ગોત્ર–શાર્કવ, શર્મ–ભવ.

એમના પિતા માધવરામ ધીરજરામની મુંબઇમાં પ્રખ્યાત પેઢી હતી, તેથી બાલ્યાવસ્થામાં ગૂજરાતી ભાષાની કેળવણી તેઓએ મુંબઇમાંજ લીધી. ત્યારપછી તેઓએ ઈંગ્રેજી અભ્યાસ પોતાના સ્વગ્રામ નડિયાદમાં આરંભ્યો અને પાછા મુંબઇમાં એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં અભ્યાસ કરી સને ૧૮૭૧ માં મેટ્રિકયુલેશનમાં પસાર થયા. પછી તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગયા અને ત્યાંથી સને ૧૮૭૩ માં એફ. ઇ. એ. તથા સને ૧૮૭૫ માં બી. એ. પસાર કરી. એમ. એ. ની પરીક્ષામાં જવાનો વિચાર છતાં ઇ. સ. ૧૮૭૬ માં તેમને 'મગજનું દર્દ' લાગુ થવાથી તે માંડીવાળી, માત્ર 'જ્યુરિસપ્રુડેન્સ'ની કાયદાની પરીક્ષા પસાર કરી, ને વિદ્યાભ્યાસ કટાઈ જાય નહિ માટે તેમણે ગ્રાજ્યુએટોની 'ફ્રેંડલી સોસાયટી' સ્થાપી, તેમાં ચર્ચાદિ કરવામાં વિદ્યાવ્યસન જારી રાખ્યું. એમના પિતાના ઘરમાં, તેમજ તેમણે મુંબઈ છોડયું તેપછી પણ, ગોવર્ધનભાઈ રા. રા. મનઃસુખરામભાઇ પાસેજ રહેતા, ને તેમની દેખરેખ નીચેજ અભ્યાસ ચલાવતા. નોકરીના બીજા અનેક સારા પ્રસંગ છતાં, વિદ્યાભ્યાસમાં વૃદ્ધિ કરવા, થોડા કામવાળી જગો લેવી એવો વિચાર હોવાથી ઇ. સ. ૧૮૭૯ માં તેઓ રા. રા. મનઃસુખરામ સૂર્યરામની સહાયતાથી ભાવનગરના દિવાનના 'સેક્રેટરી' તરીકે નિમાયા. ત્યાં તેમણે અવકાશાનુકુલ અભ્યાસ ચાલુ રાખવા છતાં પણ પરીક્ષાના સમયે કંઈ શારીરિક વ્યાધીઓ ઉપડવાથી ત્રણ ચારવાર સિદ્ધિ ન પામ્યા. છેવટે ઇ. સ. ૧૮૮૩ માં એલ્. એલ્. બી. થયા. પાસ થયા પછી ઘણી તરફથી તેમને બહુ સારે પગારે ઉત્તમ અધિકાર આપવા નિમંત્રણ થયેલું પણ તે ન સ્વીકારતાં મુંબઈમાંજ 'હાઇકોર્ટ' ની સનદ લઈ કામ આરંભ્યું. જ્યાં ત્રણ માસમાં એટલો બધો સારો યશ તથા જય મેલવ્યો છે કે તેની બહુ પ્રશંસા થાયછે. કચ્છના રાજ્યતરફથી 'ટાડ' કૃત રાજ્યસ્થાનનું ભાષાંતર કરવાનું કામ તેઓને સોંપવામાં આવ્યું હતું, પણ અણઅવકાશને લીધે તે કામ પણ પછી મૂકી દેવું પડયું.

તેઓએ “સરસ્વતીચંદ્ર” તથા “સ્નેહમુદ્રા કાવ્ય” ઇત્યાદિ પુસ્તકો રચ્યાં છે, અને ગૂજરાતમાં ઉત્તમ પ્રકારની નવલકથાની જે રુચિ ‘કરણઘેલો’ નામના પુસ્તકે ઉપજાવી હતી તેને સારી તાજી કરીછે. સ્નેહમુદ્રા કાવ્યમાં તેમણે જે ગૂઢ જ્ઞાનનો ભંડાર દર્શાવ્યો છે તેથી પણ એમની ગણના ઉત્તમ વિદ્વાનોમાં કરવા યોગ્ય છે. તેઓ મળતાવડા, માયાળુ, અને જનપ્રિયતા મેળવવાને એક્ક્રા છે, અને સૂક્ષ્મા સબલા બુદ્ધિ તથા તેનામાં રહેલા ઉત્તમ સદ્ગુણોથી તેઓ જનવિશ્વાસનું પાત્ર બની પ્રજામાં પ્રશંસનીય થયા છે.

---



કવિ દલપતરામ ડાહ્યાભાઈ. સી. આઈ. ઈ.

## રા. રા. દલપતરામ ડાહ્યાભાઇ કવિશ્વર. સી. આઇ. ઈ.

**જન્મભૂમિ.**—વઢવાણ.
**જન્મદિવસ.**—સંવત્ ૧૮૭૬ ઇ. સ. ૧૮૨૦.
**જ્ઞાતિ.**—સામવેદી, શ્રીમાળી બ્રાહ્મણ.

એઓનો જન્મ વઢવાણ શહેરમાં થયો હતો, તેમની બાલ્યાવસ્થામાં તેમણે સામવેદનો અભ્યાસ તેમના પિતા પાસે કર્યો હતો, તથા ખાનગી નિશાળે સાધારણ ગૂજરાતિ ભાષાનો અભ્યાસ કર્યો હતો. તેઓને કવિતા કરવાનો બાલ્યાવસ્થાથીજ શોક હતો, પણ કવિતાના સાહિત્યના ગ્રંથો નહીં ભણ્યાથી તે નિયમસરની આવડતી નહીં હતી. ચૌદ વર્ષની ઉમ્મરે સ્વામિનારાયણના સાધુ દેવાનંદ સ્વામિનો મેળાપ થયો, જેઓ કવિ હતા, તેથી કવિતાના સાહિત્યનો અભ્યાસ તે સ્વામિ પાસે તેઓએ કરવા માંડ્યો. તેમની કવિતાથી રંજન થઇ સ્વામિનારાયણના આચાર્ય અયોદ્ધાપ્રસાદજીએ વર્ષાસન કરી આપીને તેઓને અમદાવાદમાં સંસ્કૃત અભ્યાસ કરાવવાને રાખ્યા. તેમની કવિતાના ગુણથી અમદાવાદના નામાંકિત ગ્રહસ્થોમાં તેમની પ્રખ્યાતી થઇ.

ઇ. સ. ૧૮૪૮ માં અમદાવાદના અસિસ્ટંટ જડજ અલેકઝાન્ડર કિનલોક ફાર્બસ સાહેબને આદેશની કવિતા જાણવાની ઇચ્છા થઈ, તેથી તેઓએ રા. ભોળાનાથ સારાભાઇને કહ્યું કે, કોઇ સારો કવિ મને મેળવી આપો, તે ઉપરથી તેમણે રા. દલપતરામનું નામ આપ્યું; અને વઢવાણ માણસ મોકલી તેઓને તેડાવ્યા. તેઓની સહાયતાથી મિ. ફાર્બસ સાહેબે **રાસમાળા**નું પુસ્તક ઇંગ્રેજીમાં રચ્યું, એજ સાહેબે ઇ. સ. ૧૮૪૮ માં અમદાવાદમાં ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થાપી; અને સન ૧૮૫૦ માં સુરત ખાતે બદલી થઇ ત્યાં જઇ એન્ડ્રુસ લાઇબ્રેરી સ્થાપી મિ. દલપતરામ પણ સુરત ગયા હતા, અને ત્યાં તે લાઇબ્રેરીમાં 'સંપલક્ષ્મી સંવાદ' 'હુન્નરખાન' વિગેરે કવિતામાં ભાષણો કર્યાં હતાં, જેથી ત્યાંના ગ્રહસ્થોએ પ્રસન્ન થઇ તેઓને માનપત્ર આપ્યું હતું.

ઈ. સ. ૧૮૫૨ માં મિ. ફાર્બસ સાહેબની બદલી પાછી અમદાવાદ આસિસ્ટંટ કલેકટરની જગાપર થઇ, અને તેથી તેમની સ્વારીમાં ધોળકા, વિરમગામ, ધંધુકા, ઘોઘા, ભાવનગર, વગેરેમાં દલપતરામ પણ ફરતા અને ઠામ ઠામ જાહેર સભાઓ ભરીને દેશમાં વિદ્યા, હુન્નર વધારવાવિષે ભાષણો કરતા. ત્યાર પછી મિ. ફાર્બસ સાહેબની મહિકાંઠાના પોલિટિકલ એજંટ તરિકે નિમણુક થઈ, પણ સને ૧૮૫૩

માં તે સાહેબ ત્રણ વર્ષની રજાપર વિલાયત ગયા, ત્યારે મિ. દલપતરામને એજન્સીમાં અવલ કારકુનની જગા આપી ગયા હતા. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીનો કારોબાર તેના સેક્રેટરી ટી. બી. કર્ટિસ સાહેબના હાથમાં છ વર્ષથી હતો. પણ છેવટે તે ભાગી પડે એવી સ્થિતિમાં આવી પડી. તેથી તેઓએ ફાર્બસ સાહેબને લખી મિ. દલપતરામને સોસાયટીને મદદ કરવા બોલાવ્યા. જે ઉપરથી તેઓએ દેશ કલ્યાણાર્થે તે નોકરી કબૂલ કીધી. અને અતુલ શ્રમ ઉઠાવી, ઇ. સ. ૧૮૫૫ થી સોસાયટીની દરવર્ષે ચઢતી કરવા પ્રયત્ન કર્યો. કવિશ્વરનાં કાવ્ય સરલ તથા લોક રુચિને અનુસરતાં હોવાથી મિ. ટી. સી. હોપ સાહેબે વાંચનમાળાની ચોપડીઓમાં તેને વધારે દાખલ કર્યાછે.

ઈ. સ. ૧૮૫૯ માં તેઓને આંખે દરદ થવાથી મરહુમ ડા. ભાઉદાજી પાસે મુંબઇ ઔષધ કરાવવા તેઓ આવ્યા હતા, ત્યારે પારસીઓની જ્ઞાનવર્ધક અને હિંદુઓની બુદ્ધિવર્ધક સભામાં તથા બીજી સભાઓમાં અને નામાંકિત પુરૂષોને ઘેર તેઓએ પોતાની કવિતાથી મુંબઇને ઘણું રંજીત કર્યું હતું. એટલુંજ નહીં પણ પારસી બાનુઓની સભામાં જઇ ત્યાં પણ કવિતા વિગેરે ગાવાથી તેઓએ તેઓને એક માનપત્ર તથા પાંચસેં રૂપિયાની લોન ભેટ કરી હતી. ઇ. સ. ૧૮૬૨ માં જ્યારે સૂરતમાં બુક કમિટી નીમાઇ હતી, ત્યારે તેમાં કવિ દલપતરામ પણ હતા. એમનાં કાવ્ય પ્રમુખ સાહેબને વધારે પસંદ પડયાં હતાં. નામદાર મહારાણી વિક્ટોરિયા તરફથી મિ. ટી. સી. હોપ સાહેબને પૂછવામાં આવ્યું હતું કે, કયા વિદ્વાન કવિને સી. આઇ. ઇ. નો ઇલકાબ આપવા યોગ્યછે, ત્યારે તે સાહેબે રા. મહિપતરામ તથા દલપતરામનાં નામો જણાવ્યાં જે ઉપરથી કવિ દલપતરામને "સી. આઇ. ઈ." નો ઈલકાબ મળ્યોછે.

એઓએ "દલપત કાવ્ય" ભાગ પેહેલો, તથા બીજાં દેશહિતાર્થે અનેક પુસ્તક રચેલાં છે, ગૂજરાતી ભાષાના કવિ તરિકેનું માન તેઓએ ઘણી સ્તુતિપાત્ર રીતે સંપાદન કર્યુંછે, અમદાવાદના રહેવાશીઓ, તથા મિ. ટી. સી. હોપ અને મી. જે. બી. પીલ. સાહેબ વિગેરેએ મળી "દલપતરામ મેમોરિયલ ફંડ" તેમને માન તથા આશ્રય આપવા ઉભું કર્યું, તેમાં અલ્પ સમયમાં રૂપિયા બાર હજારની રકમ ભરાઇ. તેઓ ઘણા ગુણી પુરૂષ છે, ને તેમની વીખ્યાતિથી દેશ પ્રદેશના અગ્રેસર પુરૂષો તેઓની મૂલાકાત લેવા ઈચ્છા રાખે છે. તેઓ સ્વદેશ સેવા બજાવવામાં અચ્છો શ્રમ લેઈ દેશ હિતૈષિ કાર્યો કરી આર્ય પ્રજા તરફનું પ્રીતિમાન મેળવી પ્રસિદ્ધ થયેલા છે.

---

## રા. બા. નંદશંકર તુળજાશંકર.

**જન્મભૂમિ.**—સુરત.

**જન્મદિવસ.**—ઇસ્વીસન ૧૮૩૫.

**જ્ઞાતિ.**—નાગર બ્રાહ્મણ.

એઓએ પોતાની બાલ્યાવસ્થામાં સુરતમાં સ્વભાષા ઉપરાંત ઇંગ્રેજી ભાષાનો સરકારી સ્કૂલમાં અભ્યાસ કર્યો હતો. ઉમ્મર લાયક થવા પછી તેઓએ ( સન ૧૮૪૯ થી ) એજ્યુકેશનલ ડિપાર્ટમેન્ટમાં નોકરી કરવા માંડી હતી, તથા તે બાદ તેઓ સુરતના કલેકટરની ઓફિસમાં હેડ એકાઉન્ટ તથા સુરત અને ભરૂચના ઇનકમ ટાકસ ઓફિસર હતા.

ઈ. સ. ૧૮૬૯ માં તેઓ અંકલેશ્વરના અને ત્યાર પછી ધંધુકાના મામલતદાર નિમાયા હતા. અને ત્યારપછી રેવાકાંઠાના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ નિમાયા હતા, બારેજા, સુંથ, અને લુણાવાડા સ્ટેટમાં તથા કચ્છના રાજ્યના દિવાન પણ તેઓ નિમાયા હતા.

ઇ. સ. ૧૮૮૩ માં ફરીથી તેઓ રેવાકાંઠાના આસિસ્ટંટ પોલિટીકલ એજંટ નિમાયા અને ત્યારપછી તેઓ રાજપીપળાના આસિસ્ટંટ દિવાન નિમાયા છે.

તેમને વિદ્યાનું બહુસારૂં વ્યસનછે. તેમણે 'લાઇન્સ જ્યો મેટરી' 'હાર્ટરી મેંકેનિકસ' 'ડાઝીસ કમીલેશન' વિગેરે પુસ્તકોનાં ભાષાંતર રચ્યાંછે, તથા તે સીવાય સંસ્કૃત 'માર્ગોપદેશિકા' નો ગૂજરાતી ભાષામાં તરજુમો કર્યો છે.

તેઓએ ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કરણ ઘેલાનું વૃત્તાંત બહાર પાડચુંછે. જે ગૂજરાતીમાં એક અપૂર્વ વાર્તા ગ્રંથ તરીકે સર્વને બહુ પ્રિયછે. સને ૧૮૭૭ માં દિલ્હીમાં ભરાયલા દરબાર વખ્તે નામદાર વાઇસરાયે તેઓને રાવબહાદુરનો ખેતાબ બક્ષ્યોછે.

તેઓ સદ્ગુણી, પરોપકારી, વિદ્વત્તાના પ્રેમી અને નિર્માની સાથે લોકપ્રિયતા મેળવવામાં પ્રવીણ તથા જનહિતૈષી કાર્ય કરવામાં વિખ્યાતિને પામ્યા છે.

---

## રા. સા. લાલશંકર ઉમિયાશંકર.

**જન્મભૂમિ.**—અમદાવાદ.

**જન્મદિવસ.**—ઇસ્વિસન ૧૮૪૫.

**જ્ઞાતિ.**—વિસનગરા નાગર ગ્રહસ્થ.

અમદાવાદમાં પેહેલા નંબરની નિશાળમાં સ્વભાષાનું જ્ઞાન સંપાદન કરવા પછી એમના પિતા યાજ્ઞિક હોવાથી તેમને કેટલોક તેવો અભ્યાસ કરવો પડચો. પણ પછી પરિક્ષા આપી પિતાની સંમત્તિથી તેઓ રૂપિયા પાંચની સ્કૉલર શિપ સાથે નાર્મલ કલાસમાં દાખલ થયા. ત્યાં તેમને ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન લેવાની જીજ્ઞાશા થઈ, પણ તે તેમના પિતાજીના મતથી વિરૂદ્ધ હોવાથી છેવટ તેમને તેમાટે જુદું થવું પડચું. તેમ થવા છતાં તેમણે સુદૃઢ નિશ્ચય ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન સંપાદન કરવાનો કર્યો. નાર્મલ સ્કૂલને વર્નાકયુલર કોલેજ બનાવવામાં આવી ત્યારે ત્યાં તેમને દશ રૂપિયા સ્કૉલરશિપ આપી ભણવા રાખ્યા હતા. ત્યાં ગણિત શાસ્ત્રનો અભ્યાસ ઘણો વધાર્યો, અને તે એટલેસુધી કે, એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓની સીનિયર સ્કૉલરશિપની ગણિતની પરિક્ષાનાં પ્રશ્નો વર્નાકયુલર કૉલેજના વિદ્યાર્થિયોને આપી તેની પરિક્ષા લીધી તેમાં તે પેહેલે નંબરે પાસ થયા. ત્યાર પછી કેટલોક વધુ વિદ્યાભ્યાસ કર્યા પછી સને ૧૮૬૫ માં તેમને અમદાવાદ હાઇસ્કૂલમાં રૂપિયા પચાસના પગારથી ગણિત શિક્ષકની જગા આપવામાં આવી. ૧૮૬૫ માં ખાનગી રીતે અભ્યાસ કરી તેણે મેટ્રિકયુલેશનની પરિક્ષા પસાર કરી, પણ પછી તેમને રજા નહીં મળવાથી યુનિવરસિટી કોલેજમાં જવાનું અટકી પડચું. વધારે આગ્રહથી ખાનગી રીતે અભ્યાસ કરી ૧૮૬૭ માં મદ્રાસ જઈ ફર્સ્ટ એકઝામિનેશન ઇન આર્ટસની પરિક્ષા આપી, અને તેમાં પસાર થયા. તે પછી તે અમદાવાદની હાઇસ્કૂલમાં ચોથા આસિસ્ટંટ અને ગૂજરાત પ્રીવિન્સિયલ કોલેજમાં ગણિત શિક્ષક થયા. સને ૧૮૬૯ માં તે ત્રિજા આસિસ્ટંટ માસ્તર થયા, અને સને ૧૮૭૧ માં તેમને અમદાવાદમાં સ્મૉલકૉઝ કોર્ટના કલાર્કની જગા મળી. ત્યાં કાયદાને લગતો તેણે અભ્યાસ કર્યો, અને સને ૧૮૭૩ માં હાઇકોર્ટ પ્લીડર અને સબ જડજની પરિક્ષામાં પાસ થયા. સને ૧૮૭૪ માં પંઢરપુરમાં સેકન્ડકલાસ થર્ડ ગ્રેડ સબજડજની જગા મળી, સને ૧૮૭૯ માં ધંધુકા અને ઘોઘામાં સેકંડગ્રેડ સબજડજ તરીકે તેમની બદલી થઇ, અને સને ૧૮૮૧ માં ફર્સ્ટગ્રે-

ડમાં પ્રોમોશન મળ્યું. સને ૧૮૮૨ માં તેમની વિરમગામ બદલી થઈ. સને ૧૮૮૪ માં તે સોલાપૂરમાં ફર્સ્ટકલાસ સબજડજ નિમાયા, અને ત્યાંથી સને ૧૮૮૫ માં અહમદનગર બદલી થઇ, અને ૧૮૮૭ માં નાસિકના ફર્સ્ટકલાસ થર્ડગ્રેડ સબજડજ તરિકે તેઓ નિમાયા.

સ્વદેશ સેવા એ તેઓ પોતાની મૂખ્ય ફરજ સમજે છે અને તે ઉપરથી સંસાર સુધારામાટે ગૂજરાતશાળા પત્રમાં પ્રથમ લખવું તેઓએ શરૂ કર્યું હતું. શાળાપત્રમાં લખવાથી પૂરતો સંતોષ નહીં થવાનેલીધે તેમના મિત્ર રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ વિગેરેએ મળી "ટીકાકાર" નામનું એક પત્ર કાઢયું, પણ તે બે વર્ષ રહી બંધ પડયું હતું. ગૂજરાતી ભાષામાં મે. હોપ સાહેબના નાના અંકગણિત સિવાય નિશાળિયાઓને ગણિત શીખવાનું સાધન નહોતું, તેથી તેમણે તથા તેમના મિત્ર રા. બા. હરગોવિંદદાસે સને ૧૮૬૮ માં નવી પદ્ધતિ ઉપર એક અંકગણિત બનાવ્યું, કે જેનો હાલ પણ ઉપયોગ થાયછે. એજ પ્રમાણે એક વ્યાકરણની અગત્ય ખોટ તેઓએ પૂરી પાડી છે. તેમણે "ભૂતળ વિદ્યાનાં મૂળતત્ત્વ" નામની ચોપડી લખી છે, તે સરકારે કેળવણી ખાતામાં ચલાવવાને મંજુર કરી છે. ઈ. સ. ૧૮૭૭ માં મુંબઈ સરકારે સિવિલ પ્રોસિજર કોડનું ભાષાંતર કરવાનું તેઓને સોપ્યું હતું. સને ૧૮૮૩ ની સાલથી તે ગૂજરાતિ બૂક કમિટીના મેમ્બર તરિકે પણ કામ કરેછે.

બાળલગ્ન હાનિ કર્ત્તા છે, તેવિષે અમદાવાદમાં સને ૧૮૭૧ ની સાલમાં તેમણે ભાષણ આપી સભાની સ્થાપના કરી, અને તેઓ તથા રા. બા. અંબાલાલ સાકરલાલ તેના પ્રથમ સેક્રેટરી થયા. એ સભા તરફથી "બાળલગ્ન નિષેધક" પત્રિકા પણ તેમણે કેટલીક મુદતસુધી ચલાવી હતી. સને ૧૮૭૭ માં દક્ષિણમાં દુષ્કાળ પડયો, તે વખતે પંઢરપૂરમાં હતા, ત્યાંની પ્રજાને પણ અન્નાદિક વિગેરેથી તેઓએ સારી મદદ કરી હતી. અને ત્યાં એક નિરાશ્રિત "બાળરક્ષક ગ્રહ" પણ તેમણે સ્થાપન કર્યું છે. દુષ્કાળ પડયા પછી અનાથ છોકરાંના સંરક્ષણાર્થે "અનાથ બાળરક્ષક ગ્રહ" નામ તેને આપ્યું છે.

તેઓને સંસારિક, ધાર્મિક અને લોકોપયોગી સુધારા કરવા ઉપર બહુ આદર છે. તેઓમાં ઉદારતા, સમાનતાના ગુણો છે, તેઓ અહંકૃતિ રહિત છે, ને ન્યાયી છે. જે સર્વથી તેમણે લોકોનો બહુ પ્યાર મેળવ્યો છે. તેઓએ કેળવણીનો ફેલાવો થવા સારૂ યત્ન કરવા સાથે લાઇબ્રેરી, કન્યાશાળાઓ, અને રિડિંગ રૂમો સ્થાપ્યાં છે, અને સંસારિક તથા ધાર્મિક સુધારા તરફ તેમણે લક્ષ આપી તેનો વધારો થવામાટે યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

---

## રા. બા. પોપટભાઈ વેલજી.

**જન્મભૂમિ.**—બોટાદ, સંસ્થાન ભાવનગર.

**જન્મદિવસ.**—ઈ. સ. ૧૮૩૩.

**જ્ઞાતિ.**—મોઢ વાણીઆ.

તેઓએ રાજકોટની સરકારી કેળવણી ખાતાની ગૂજરાતી સ્કૂલમાં (સ્વભાષાનો) અભ્યાસ કરેલો છે, ઈંગ્રેજી સ્કૂલ કાઠિયાવાડમાં સ્થાપન થયેલી ન હોવાથી તે જ્ઞાન મેળવવાનું બન્યું નહિ હતું. તેઓ સને ૧૮૪૯ ની સાલમાં ગોંડળ દરબાર તરફથી પોલિટિકલ એજંટ સાહેબની કોર્ટમાં (પંદર કોરી) સાડાચાર રૂપિયાના પગારથી વકીલની નોકરીમાં દાખલ થયા હતા. સને ૧૮૫૪ ની સાલમાં ગોંડળ દરબારની નોકરી છોડી નવાનગરના મહારાજા જામની નોકરીમાં (કોરીસાઠ) એટલે સત્તર રૂપિયાના પગારથી દાખલ થયા. કેટલાંક વર્ષ પછી ઈ. સ. ૧૮૫૫-૫૬ માં દ્વારીકાના વાઘેર લોકોએ બળવો ઉઠાવ્યો હતો; તેમાં જામનગરના રાજ્ય તરફથી પાંચસો માણસો સહિત તેઓ કર્નલ ડોનુંવન, કર્નલ અનારસાહેબ, અને રાજકોટ એજન્સી ખાતાના સાહેબો સાથે, દ્વારિકા ગયા હતા; અને આભપરા પર્વત ઉપર હલ્લો થયો, તે વખતે કર્નલ અનાર સાહેબની સાથે તેઓ લડાઈમાં સામેલ હતા.

ઈ. સ. ૧૮૬૩ માં કર્નલ કિટિંજ સાહેબની સલાહથી જામસાહેબના રાજ્યમાં ઇન્સાફની કોર્ટો સ્થાપવામાં આવી, તેમાં તેઓને ન્યાયાધીશ અને મેજીસ્ટ્રેટનું પદ મળ્યું. સને ૧૮૬૫ માં અંગ્રેજ સરકારે જામસાહેબના રાજ્યમાં કોરીનો સિક્કો પાડવાને મના કરી, તે કામમાટે તેઓને મુંબઈ મોકલવામાં આવ્યા; અને ગવર્નર સર બાર્ટલ ફ્રિયર પાસેથી ટંકશાળનો કેસ રાજ્યના લાભમાં કરાવી તેઓ પાછા નગર આવ્યા.

ઈ. સ. ૧૮૬૭ માં વાઘેર લોકો કાઠિયાવાડમાં ઘણું તોફાન કરતા હતા, અને તેથી તેઓને 'બારવટિયા ઑફિસર' નો હોદ્દો જામસાહેબે આપ્યો તેમણે બારવટિયાનો પરાજય કર્યો. અને તેથી ખુશી થઇને સર બાર્ટલ ફ્રિયર સાહેબે ઘણી સાબાશી સાથે ખંભાળિયા તાલુકો સરકારે હાથ લેવાનો જે હુકમ કર્યો હતો, તે રદ કર્યો. કર્નલ કિટિંજ જઈ કર્નલ ઍંડરસન પોલિ. એજંટ થઈ આવ્યા. પછી માછલડાની ટેકરી ઉપર બળવા ખોરો સાથે લડાઈ કરી, જેમાં કર્નલ હેબટ તથા લટુસ

મરાયા તેમાં તેઓ સામેલ હતા. તે કદર પિછાણી ઇ. સ. ૧૮૬૯ માં મહારાજાએ તેઓને જીવતાંસુધી રૂપિયા ૫૦ ના દરમાયાનું પેનશન તથા પંદર હજાર રૂપિયાની કિમતનું મકાન વંશ પરંપરા તેઓને આપ્યું.

ઈ. સ. ૧૮૭૨ ની સાલમાં વકીલાતની જનરલ સનંદ કર્નલ એંડરસને તેઓને આપ્યા બાદ તથા તે પછી જામસાહેબે પોતાના રાજ્યના નાયબ દિવાન ઠરાવ્યા પછી, જામની ગાદીના વારસ કાળુભાને ઠરાવવા મુંબઈ થઈ કલકતે ગયા, અને લોર્ડનૉર્થબ્રુક સાહેબ પાસેથી વારસાનો હુકમ મેળવતાં જામે રાજ્યના અમીર બનાવી ધોરાજી નામનું ગામ એજન્સી વિદમાને વંશ પરંપરા ઇનામ આપ્યું.

ઈ. સ. ૧૮૭૪ માં વાઘેર લોકોએ ફરી બળવો કર્યો. પોલિ. એજંટ મિ. જે. બી. પીલ સાહેબની સલાહથી તેઓને બારવટિયા ઓફિસર નેમવામાં આવ્યા. તેમણે બહારવટિયાનો પરાજય કર્યો. જેથી એક હજાર રૂપિયાના ઇનામ સાથે લૉર્ડનાર્થબ્રુકે તેઓને "રાવ-બહાદુર" નો ખેતાબ આપ્યો. અને ત્યાર પછી સને ૧૮૭૫ માં જામ-સાહેબે રાજ્યના દિવાન બનાવ્યા.

ઈ. સ. ૧૮૭૯ માં મોરબીના ઠાકોર સાહેબે રાજ્યના દિવાન બનાવ્યા હતા. અને ત્યાર પછી સને ૧૮૮૫ માં ધ્રાંગધ્રાના મહારાજાએ પોતાના રાજ્યના દિવાન બનાવ્યા હતા. હાલ તેઓ ધ્રાંગધ્રાના—રાજ્યના દીવાન પદપર છે. એ ઓદ્ધાને દીપાવે તેવાં કામો તેઓ કર્ત્તા રેહેછે.

## રા. રા. ચુનીલાલ સારાભાઈ,

### પાલીતાણાના દિવાન.

**જન્મભૂમિ.**—અમદાવાદ.

**જન્મ.**—સંવત્ ૧૯૦૦.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર બ્રાહ્મણ ગૃહસ્થ.

રા. રા. ચુનીલાલ સારાભાઈ અમદાવાદમાં વડનગરા નાગર ગૃહસ્થમાં નામાંકિત 'હઝરત' નામે કુલના છે. જ્યારે ગૂજરાતનો રાજ્યકારભાર દિલ્હીના પાયતખ્તથી સૂબા મારફતે થતો હતો તે વખતમાં આ કુટંબના પુરૂષો તે રાજ્યમાં સારા હોદ્દા ધરાવતા હતા. તેઓ અદલ ન્યાય કરતા હતા તેથી તેમને "હઝરત"નું પૂજ્ય ઉપનામ મળ્યું હતું. એ કુલનો એક પુરૂષ એટલો પ્રતાપી નીવડ્યો હતો કે, તેણે ગૂજરાતના દિવાનની પદવી સંપાદન કરી હતી.

અમદાવાદના નાગર ગૃહસ્થોમાં પ્રખ્યાત થયલા રા. રા. બળવંતરાવ લક્ષ્મણરાવ જેઓ "મુનશીજી" ના નામથી ઓલખાયછે તે પણ આ કુલના હતા. ગોવાલિયર રાજ્યના સિંધિયા સરકારની તેમણે એવી સારી સેવા કરી હતી કે પરરાજ્ય સાથેના સંબંધમાં પ્રધાન તરીકેનું પદ તેમના વંશજો હજી ભોગવેછે અને તે સાથે તેમને જાગીર લવાજમ ઉત્તરોત્તર ચાલ્યાં આવેછે.

રા. રા. ચુનીલાલના માતૃવંશ પણ એટલોજ પ્રખ્યાત હતો. તેમના પ્રમાતામહે પણ તે વેલાનાં રાજ્યમાં સારો અધિકાર મેળવ્યો હતો.

રા. ચુનીલાલે નાના વયમાં ગૂજરાતી અભ્યાસ પૂરો કરી અમદાવાદની ઇંગ્રેજી સ્કુલમાં ઇંગ્રેજી અભ્યાસ કરવા માંડ્યો. તે પૂર્ણ કરી નાની વયે સરકારી નોકરીમાં જોડાયા હતા. પ્રથમ તેમને કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબની આફિસમાં નોકરી મળી પછી તે પ્રાન્તમાંની તમામ આફિસોમાં નોકરી કરી તેમણે અનુભવ મેળવ્યો. તેમનું સારૂ ઇંગ્રેજી જ્ઞાન તથા બીજા સારા ગુણોનેલીધે તેમને કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબના શિરસ્તેદારની જગ્યા મલી. તે કામ તેમણે સારી રીતે અને શુદ્ધ નિષ્ઠાથી બજાવ્યું. ત્યાં તેમને મિ. જે. ડબ્લ્યુ. વાયલી, જેનરલ. કીટીંજ તથા સર. જે. બી. પીલ. જેવા નીચે નોકરી કરવાનો પ્રસંગ મળવાને લીધે તેમની રાજ્યપ્રકરણમાં યોગ્યતા બહુ વધી. રા. ચુનીલાલને શિરસ્તેદારીના કામ માટે કાઠિયાવાડ એજન્સીની સેશન કોર્ટમાં 'પબ્લિક પ્રોસિક્યૂટર' તરીકે કામ કરવું પડતું હતું.

રા. રા. ચુનીલાલની બહુ પ્રકારની યોગ્યતા જોઈ દિવાન બહાદુર મણિભાઈ જસભાઇએ તેમને પોતાના 'હુઝુર આસિસ્ટન્ટ'ની માન ભરેલી જગો આપી. તેમણે ત્યાં એવી શક્તિ દર્શાવી કે રાજ્યકર્તા અને પ્રજાનું બહુ ઉચ્ચ મત થયું અને તેમનું નામ હજી ત્યાં સંભારવામાં આવેછે. કચ્છ–મોરબી સાથેની તકરારનો નીવાડો આણવાસારૂ બે કમીશન નીમાયાં હતાં. આ બંને વખતે કચ્છ રાજ્યના પ્રતિનિધિ અને ધારાના હીમાયતી તરીકે મિ. ચુનીલાલને રાખવામાં આવ્યા હતા. અને મોરબી તરફથી બંને પ્રસંગે બારીસ્ટર હાજર રહ્યા હતા. રા. ચુનીલાલે આ કામ એટલી ચાલાકી સંભાલ અને કુશલતાથી બજાવ્યું હતું કે, છેવટ તે કામ કચ્છ રાજ્યના લાભમાં ફેસલ થતાં તેમની બહુ પ્રશંસા તે વેલા થઈ હતી, એટલુંજ નહિ, પરન્તુ હજી પણ હાલના મહારાવશ્રી ખેંગારજી સવાઈ બહાદુરને પણ તેમની કુશલતાની ગુણજ્ઞતા સંપૂર્ણ છે, અને તેથી રા. ચુનીલાલઉપર સારી મમતા રાખેછે.

કચ્છની પ્રથમ રીજન્સી કાઉન્સીલમાં ફેરફાર થવાથી રા. ચુનીલાલને પોતાની અસલ જગ્યાપર રાજકોટ એજન્સીમાં આવવું થયું. તે વેળા કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સાહેબ હતા. તેઓ પ્રથમ ભુજમાં હતા ત્યાંથી રા. ચુનીલાલની લાયકી માટે ઘણું ઉંચુ મત ધરાવતા હતા. તેમણે તરતજ રા. ચુનીલાલને (સરકારી) કામદાર તરીકે ચુડાસંસ્થાનપર મોકલ્યા. રા. ચુનીલાલે ત્યાં સારી વ્યવસ્થા કરી તે સંસ્થાન દેવામાં બુડતું હતું તેમાંથી મુક્ત કરી થોડાજ સમયમાં રાજ્યની લગામ ત્યાંના ઠાકોર સાહેબને પાછી સોંપાવી. તેમણે ખેતીવાડીના સુધારા તરફ સારૂં લક્ષ આપ્યું હતું; નવાં નવાણુ કરાવ્યાં હતાં; અને પુષ્કલ વૃક્ષ રોપાવ્યાં હતાં. તેનો મોટો ભાગ હજી ત્યાં છે, તે રા. ચુનીલાલના અવગમનની સાક્ષી પૂરેછે. તે પછી રા. ચુનીલાલ સોરઠના ડેપ્યુટી આસિસ્ટંટ તરીકે નીમાયા. તે કામ પણ સર્વને સન્તોષદાયક રીતે કરયું. ત્યાં એક સંસ્થાનના કાર્યભારીની જગો તેમને આપવા યત્ન ચાલ્યું. એવામાં રા. હરિદાસ વિહારિદાસને ઇડરના દિવાનની જગો મળતાં તેઓની વાંકાનેરના 'ગવર્નમેન્ટ એડમિનિસ્ટ્રેટર'ની જગો ખાલી પડી. સરકારે તે જગો રા. ચુનીલાલને આપી. રા. ચુનીલાલે આજ સુધીમાં જે અનુભવ મેળવ્યો હતો તેનો ઉપયોગ કરવાની આ સ્વતંત્ર સ્થાનમાં સારી જોગવાઇ મળી. ઘણાં કામો ઉપર તેમણે લક્ષ કરયું. કેટલાક કુવા તથા બાંધકામ કરાવ્યાં તથા નદીમાં પાકો બંધ નાખી નદી કિનારે આવેલાં ખેતરોની સપાટી સુધી પાણી ચઢાવી પાક ઉત્પન્ન કરા-

વવાની રીતિ પ્રથમ અત્ર દાખલ કરી. તે નવીન હોવાથી લોકોને તુરત પસંદ ન પડયું. પરન્તુ અન્તે હવે ખેડુતો તે કામને સારૂ ઘણો ઉપયોગ કરેછે. વાંકાનેર સંસ્થાનમાં કેટલાંક નવાં ગામો પણ તેમણે વસાવ્યાં હતાં. ખેડુતોને તસલમાત નાણાં ધીરી બહુ પ્રકારે અનુકૂળ કરી આપતા તેથી, સંસ્થાનની સંપત્તિમાં વૃદ્ધિ થવા માંડી; અને થોડાંજ વર્ષ ઉપર એ સંસ્થાનની ઉપજ દહોડ લાખની હતી તે વધી અઢી લાખની થઈ, અને તેમનું ત્યાં અધિક રહેવું થયું હત તો ચાર લાખ રૂપીઆની ઉપજ થાત એમ ઘણાનું માનવું છે.

અસમજુ લોક પોતાનું કલ્યાણ કરનારનેજ કોઇવાર પ્રથમ સામા થાયછે. રા. ચુનીલાલના સંબંધમાં તેમ થયું હતું. જે ખેડુતોના અને રાજ્યના લાભસારૂ તેમનો પ્રયત્ન હતો તેઓજ કોઈ સ્વાર્થી મનુષ્યોની ઉષ્કેરણીથી સામા થયા. રા. ચુનીલાલની શક્તિ તથા કુશલતા સમજુ મનુષ્યો જાણતા હતા. ગુણપરીક્ષક જુનાગઢના રાજ્યે પોતાને ત્યાં તેમને રાખી લીધા. અન્તે સત્ય પ્રકાશે છે એ ખરૂં છે. વાંકાનેરની રાજમાતાના સમજવામાં અન્તે આવ્યું કે તેમણે રા. ચુનીલાલ વિરૂદ્ધ થયામાં પોતાને હાનિ અને સામાને અન્યાય કર્યો હતો.

જુનાગઢરાજ્યમાં આશરે બેએક વર્ષસુધી રા. ચુનીલાલ રહ્યા. તેમના ઉદ્યોગ, શક્તિ, કુશલતા, એકનિષ્ઠા તથા સ્વામિભક્તિ આદિ ગુણોથી એ રાજ્યમાં પણ સારો સન્તોષ આપ્યો. રા. રા. હરિદાસભાઇએ પ્રસન્ન થઇ તેમની ઇડર મહારાજને ભલામણ કરી તેથી મહારાજા શ્રી ૭ સર કેશરીસિંહજીએ પોતાના દીવાનની જગો તેમને આપી. ત્યાં પણ પોતાની યોગ્યતા દર્શાવી, તેઓ એટલા બધા ઉપયોગી થઈ પડયા કે, પ્રથમના આપેલા વચન પ્રમાણે જ્યારે રા. ચુનીલાલને પાલીતાણાના કારભારીની જગોએ જવાની જરૂર પડી ત્યારે, ઇડરના મહારાજા શ્રી પોતાના રાજ્યનો એક યોગ્ય પ્રધાન ખોયાથી બહુ નારાજી થયા. ઇડરની પ્રજા પણ તેમનાપર સારો ભાવ અને આશા રાખતી હતી; તેથી તેપણ ખેદ પામી.

હાલ તેઓ પાલીતાણામાં છે અને આશા છે કે ત્યાંના સમજુ ઠાકોરસાહેબના અને તેઓના એકરાગથી ત્યાંનો રાજ્યકારભાર સારી રીતે ચાલી સર્વને લાભ થશે. મિ. ચુનીલાલનું સામાન્ય અને ખસુસ કરીને રાજ્યકીય જ્ઞાન એટલી ઉચ્ચી પંક્તિનું છે કે તેમણે જ્યાં જ્યાં કામ કરયું છે ત્યાં ત્યાં હજી તેમના ઉપર મમતા જોવામાં આવેછે. તેઓ હજી યુવાન છે અને ઉદયના માર્ગમાં છે.

---



રાઃરાઃ રતીલાલ છોટાલાલ.

# રા. રા. રતિલાલ છોટાલાલ દેશાઈ.

**જન્મભૂમિ.**—ભાવનગર.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૪ ના ચૈત્રમાસમાં.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર.

તેઓએ પોતાની બાલ્યાવસ્થામાં પોતાના મોસાળમાં રહી સાધારણ સ્વભાષાનું જ્ઞાન સંપાદન કરેલું હતું, અને ત્યારપછી ભાવનગર આવી ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ પાંચમા ધોરણસુધી કરેલો હતો. ભાવનગરમાં તે વખતે વિદ્યાર્થિઓને પાંચમા ધોરણસુધીજ શીખવવામાં આવતું હતું, તેથી ભાવનગર દરબાર તરફથી સ્કૉલરશિપ મેળવી તેઓ સૂરત મેટ્રીક્યુલેશનસૂધી અભ્યાસ કરીને પરિક્ષા પસાર કરી તેઓ ભાવનગર આવ્યા હતા. થોડી મૂદત પછી ગણદેવીમાં પારસી લોકોની ખાનગી અંગ્રેજી નિશાળમાં તેઓ આસિ. માસ્તર નિમાયા, દરમિયાન પોતાના પિતાશ્રીનું ભવિષ્ય થવાથી ઈ. સ. ૧૮૬૬ માં ભાવનગર ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં પેહેલા આસિ. માસ્તરની જગા લીધી. અને તેમને પ્રસિદ્ધ વિદ્વાન મિરઝાં મુરાદ અલીબેના ઉર્ફે "ગાયકવાડી" ના સાથે **પિશ્વાન** થઈ; અને તેમની અને રા. રા. ગણપતરામ વેણીલાલની સાહેતાથી "મનોરંજક રત્ન" નામનું માસિક પત્ર ચલાવવા લાગ્યા, પણ કેટલીએક મુદત પછી ભાવનગર દરબારશ્રીનો આશ્રય બંધ થવાથી તે બંધ પડયું હતું. થોડી મુદત પછી પાછી ગણદેવીની સ્કૂલમાં વધારે પગારની જગો મેળવી તેમણે હેડમાસ્તરનું કામ ચલાવ્યું હતું. અને ભાવનગરમાં હાઈસ્કૂલ ઉઘડવા પછી ત્યાં પેહેલા આસિ. માસ્તરની જગા ઉપર આવ્યા.

ઈ. સ. ૧૮૭૬ માં ભાવનગરના દરબાર રાજકોટ "કીંગ કૉલેજ" માં વિદ્યાભ્યાસ કરતા હતા, તેમના તે પ્રાઇવેટ ટયુટર નિમાયા. ત્યાં તેમણે કૉલેજના પ્રિન્સિપાલ મિ. મેકનોટનની સારી પ્રિતી સંપાદન કરી જે તેણે તેઓને આપેલા સર્ટિફિકેટમાં દર્શાવેલી છે. પછી તેઓ મહારાજા સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી નિમાયા અને સને ૧૮૬૬ માં મહારાજા સાહેબ તથા કેપટન નટ સાહેબ સાથે તેઓ હિંદુસ્તાનની મુસાફરીએ ગયા. મિ. નટ સાહેબને પણ તેમનેમાટે બહુ સારો અભિપ્રાય છે. ત્યાર પછી ઈ. સ. ૧૮૭૭ માં દિલ્હી દરબારના મેળાવડા વખ્તે ભાવનગરના એજન્ટ તરીકે તેમને દિલ્હી મોકલવામાં આવ્યા હતા, જ્યાં તેમણે કેપટન હેન્કોકની સારી પ્રીતિ પ્રાપ્ત કરી. ત્યાર

પછી કેટલાક સંજોગોથી તેઓ કચ્છમાં રેવિન્યુ કમિશનર નિમાયા હતા, ત્યાં સારી ચાલાકી બતાવવાથી **'પોલિસ કમિશનર'** નો મોહોટો ઓદ્ધો તેઓને મળ્યો હતો, દિવાન બહાદુર મણિભાઇએ પણ તેમનેમાટે સારો અભિપ્રાય આપ્યો હતો, અને દિવાન બહાદુર મણિભાઈની વડોદરામાં નિમણોક થવાથી તેઓએ રાજીનામું આપ્યું, તે સાથે તેઓએ પણ રાજીનામું આપ્યું, અને જામના કુમાર રણજીતસિંહના તેઓ શિક્ષક થયા. દિવાન મિ. મગનલાલનું સારૂ સર્ટિફિકેટ મેળવી તેઓ ૧૮૮૦ માં ચુડામાં મુખ્ય કાર્યભારી નિમાયા, જે વખતે તેઓએ જુનાગઢ સ્ટેટ અને મૈયા વર્ગના બેઠેલા કમિશનમાં સ્તુતિપાત્ર ભાગ લીધો હતો. ત્યાર પછી તેમની નિમણોક ભૂજમાં 'બારવટિયા ઓફિસર' તરિકે થઈ હતી, જ્યાં થોડી મુદત રહ્યા બાદ તેઓ વઢવાણમાં મુખ્ય કાર્યભારી નિમાયા હતા. તેઓએ "વેરોના શેહેરના બે ગ્રહસ્થો" નામના ઇંગ્રેજી નાટકનું ભાષાંત્તર રચ્યું હતું. તથા તે સિવાય પોતાના કાર્યભારના સમયમાં સ્તુતિપાત્ર કર્તા બજાવી પ્રજા તથા રાજાની સ્તુતિપાત્ર પ્રિતિ સંપાદન કરેલી છે.

---



રા.રા. મોતીચંદ તલસીભાઈ.

## રા. રા. મોતીચંદ તુલસીભાઇ.

**જન્મભૂમિ.**—રાજકોટ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૨.

**જ્ઞાતિ.**—દસા શ્રીમાલી વાણીઆ.

એઓએ પોતાની સ્વભાષા ઉપરાંત ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરેલો, ને ગૂજરાતીમાં ગણિત (મેથે મેટીકસ) તેમની ખાસ બાબત કહેવાતી. ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યા પછી ઇ. સ. ૧૮૬૬ માં ત્રીજા આસિસ્ટંટ માસ્તરની રૂપિયા વીશના પગારની તેમને આકિટંગ જગા મળી, પણ થોડા વખતમાં તે પૂરી થવાથી તેજ સ્કૂલમાં તેમને રૂપિયા દશની મોનિટર શિપ મળી હતી. શિક્ષણ પદ્ધતિ તેમની વખાણવા જેવી હોવાથી અલ્પ સમયમાં તેમને પ્રામોશન મળ્યું, અને રૂપિયા વિશના દરમાયાથી આસિસ્ટંટ માસ્તર નિમાયા પણ થોડા સમયમાં કાઠિયાવાડ હાઇસ્કૂલ થવાથી ત્યાં તેમને તેજ પગારથી નિમ્યા. તેમના ઉપરીની ભલામણ ઉપરથી સને ૧૮૬૭ માં પશ્ચિમ પ્રાંતના એકસ્ટ્રા આસિ. પોલિટિકલ એજંટ સાહેબની ઓફિસમાં રૂપિયા પચિશના પગારથી કારકુનની જગા તેમને મલી. ત્યાં આવી પ્રીતિ મેળવ્યાથી પોલિટિકલ એજંટ સાહેબની ઓફિસમાં કલાર્ક નિમવામાં આવ્યા. તેમની સદ્વર્ત્તણુકની કદર જાણી તેમને એકસ્ટ્રા આસિ. પોલિ. એજંટના સિરસ્તેદાર નિમવામાં આવ્યા હતા, અને તે નોકરીમાં ઘણી સત્ય ચાલાકી વાપરવાથી દર હાલાર પ્રાંતના આસિ. પોલિ. એજંટ સાહેબના સિરસ્તેદાર નિમવામાં આવ્યા હતા અને દરજ્જાનું પ્રોમેશન આપી કાઠિયાવાડ પ્રાંતના બીજા આસિ. પોલે. એજંટ સાહેબના સિરસ્તેદાર નિમવામાં આવ્યા હતા.

ઈ. સ. ૧૮૮૦ માં તેમને ગોહિલવાડ પ્રાંતના આકટિંગ ડેપ્યુટી આસિ. પોલિટિકલ એજંટની જગ્યા આપવામાં આવી, પણ તે હોદ્દાની મૂદત અલ્પ સમયમાં પૂર્ણ થવાથી પાછી તેઓ પોતાની અસલ જગ્યાપર આવ્યા જ્યાંથી તેમને પ્રોમોશન આપવાની સાથે જ્યુડિશિયલ પોલિ. એજંટ સાહેબના સિરસ્તેદાર નિમવામાં આવ્યા. તેઓ વકિલોની પરિક્ષામાં પેહેલે નંબરે તથા થાણદારની પરિક્ષામાં પેહેલે નંબરે "ક્રેડિટ" સાથે પાસ થયા. ઈ. સ. ૧૮૮૨ માં તેમને રાજકોટના દરબારની માગણી ઉપરથી પોતાની જગ્યાનો હક કાયમ રાખી રાજકોટમાં મુખ્ય કાર્યભારી નિમ્યા હતા, જ્યાં દરબારશ્રી તથા પ્રજાની

તેમણે સ્તુત્ય પ્રીતિ સંપાદન કરીછે. હાલ પણ તેઓ એ જગાએ છે. તેમના વખતમાં રાજકોટમાં ઘણા સુધારા થયા છે, તથા પોતાના નામદાર હાકેમને બની શકયાપ્રમાણે લાભ કરી આપ્યો છે. પોતાની આજસુધીની જોખમ ભરેલી નોકરીઓમાં, તેમજ હાલની કાર્ય-ભારીની પદવીએ પણ, તેમણે બહુ સંતોષ કારક રીતે સર્વની પ્રીતિ સંપાદન કરીછે.

રા. મોતીચંદ વિદ્યાવૃદ્ધિના કામમાં સારૂં લક્ષ આપે છે. પોતાના દેશીઓને વિદ્યાનો લાભ આપવામાં ઘણા ઉત્સાહી છે. દેશી તથા પરદેશીઓ પ્રત્યે તેમનો પ્રેમભાવ ઘણો છે. તેઓ સ્વભાવે શાન્ત, માયાળુ તથા દયાળુ છે. જેના સંબંધમાં તેઓ આવ્યાછે તેઓ તેમના રૂડા ગુણોથી રાજી થાય એ સ્વાભાવિક છે. રાજ્યકિય બાબત જાણ-વાની તેમનામાં એક અચ્છી ખુબી સમાયલી છે, જેના રૂડા પ્રતાપથી આજે તેઓ ઘણાઓને સલાહકાર થઇ પડયા છે.

---



રા. રા. હરિલાલ મનસુખરામ.

## રા. સા. હરિલાલ મનસુખરામ પારેખ.

**જન્મભૂમિ.**—નડિયાદ.

**જન્મદિવસ.**—તા. ૨૨ મી નવેમ્બર સને ૧૮૫૦.

**જ્ઞાતિ.**—દશા ખડાયતા વાણીઆ.

તેમણે નડિયાદ, સુરત, અને મુંબઇમાં ગુજરાતી અને ઇંગ્રેજી કેળવણી લીધી છે.

તેઓ સન ૧૮૭૪ ની સાલમાં ડીસ્ટ્રીકટ પ્લીડરની પરીક્ષામાં પાસ થયા, તે પેહેલાં મુંબાઇમાં કેળવણીખાતામાં નોકર હતા. ત્યાં તેમના ઉપરી અમલદારોએ તેમની નોકરીથી પુરેપુરો સંતોષ બતાવેલો હતો. તેમજ તેમની સ્કુલના છોકરાઓની પણ તેમના ઉપર ઘણી ચાહના હતી. સન ૧૮૭૪ ની સાલ પછી તેઓ ઉમરેઠના સબોર્ડીનેટ જડજની કોર્ટમાં કલાર્ક ઑફ્ ધી કોર્ટની જગાએ નિમાયા હતા. ત્યાં તેમણે લગભગ બે અઢી વર્ષ નોકરી કરી, તે દરમ્યાનમાં તેઓ હાઇકોર્ટની પ્લીડરની પરીક્ષામાં પાસ થયા. તે પછી તેમને ગોંડળ સ્ટેટ કે જે તે વખતે બ્રિટિશ સરકારની જપ્તીમાં હતું, તેના ધોરાજી માહાલના મુનસફ અને ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની જગા મળવાથી તેઓ ત્યાં ગયા. આ પ્રમાણે તેમના ઉમરેઠ છોડી જવાથી ત્યાંના લોક જેઓ તેમના કામકાજથી ઘણા સંતોષ પામ્યા હતા, તેઓ ઘણા દીલગીર થયા હતા. ધોરાજીમાં તેમના હોદ્દાનું કામ નિ:પક્ષપાતપણાથી, તથા હોંશીયારીથી કરવાથી ત્યાંની રૈયત તથા તેમના ઉપરી અમલદારો તેમનાથી ઘણા સંતોષ થયા હતા, અને તેમની નોકરીની કદર જાણી તેમને ગોંડળમાં સેશન જડજની જગા આપવામાં આવી હતી. એ જગાનું કામ પણ તેઓએ ધોરાજીની માફક ફતેહમંદીથી કર્યું હતું. આ જગાનું કામ તેમણે એકાદ વર્ષ કર્યું એટલામાં તેમને રેવાકાંઠા ઇલાકાના બારીઆ સંસ્થાનના માહારાજા સાહેબે પોતાના દીવાન તરીકે નિમ્યા. તેથી તેઓ ગોંડળ છોડી બારીએ ગયા. બારીયામાં તેમણે દોઢેક વર્ષ નોકરી કરી તેટલામાં સબોર્ડીનેટ જડજની રેન્કમાં તેમનો વારો આવવાથી તેઓને ભરૂચના જોઇન્ટ સબોર્ડીનેટ જડજની જગા મળી. બારીઆમાં તેમની ટુંક નોકરીથી સર્વેને એટલો સંતોષ થયો હતો કે, ત્યાંના માહારાજ સાહેબ તેમને ભરૂચ જવા દેવાને ખુશી નહોતા. પણ તેમનો બ્રિટિશ સરવીસમાંથી હક જતો રહે, તેથી તેમને નુકસાન થાય, એમ જાણી તેમને ભરૂચ જવાની રજા આપી હતી. પણ તેમને ગયાને થોડા

મહિના થયા કે બારીઆના માહારાજ સાહેબે તેમને માટે નામદાર મુંબઇ સરકારમાં લખી તેમની નોકરી માગી લીધી. તેથી તેઓ ફરી પાછા બારીઆમાં આવ્યા. આ વખતે તેઓ બારીઆમાં ચારેક વર્ષ રહ્યા. એટલામાં તેમની તબીયત નાદુરસ્ત રહેવાથી તેમને બારીએથી બીજી જગાએ ગયા વગર ચાલે તેમ નહોતું. એટલામાં તેમની આગળની નોકરીની કદર જાણી, ગોંડળના માહારાજ સાહેબે પોતાની હજુર કોર્ટમાં જ્યુડીશીયલ આસિસ્ટંટના હોદ્દાથી નીમણુક કરી, તેથી તેઓ ગોંડળ ગયા. આ વખતે પણ તેમને બારીએથી જવા દેવાને ત્યાંના માહારાજ સાહેબ તથા ત્યાંની રૈયત ઘણી નારાજ હતી, પણ તેમની તંદુરસ્તીની ખાતર તેમને જવા દેવાની જરૂર પડી હતી. ગોંડળમાં સદરહુ હોદ્દાનું કામ તેમણે આસરે બે વર્ષ કીધું, એટલામાં બારીઆના મહારાજ સાહેબે ફરીથી તેમની નોકરીની માગણી કરી. ગોંડળના માહારાજ સાહેબ અને ત્યાંની રૈયતને તેમના તરફનો એટલો બધો સંતોષ હતો કે, તેઓ તેમને બારીએ જવા દેવાને બીલકુલ રાજી નહોતા. પણ બારીઆના માહારાજ સાહેબના ઘણા આગ્રહથી ગોંડળના માહારાજ સાહેબે આખરે તેમને જવા દેવાની હા પાડી. તેથી તેમને નામદાર મુંબઈ સરકાર મારફતે પાછા બારીઆમાં જવાની રજા આપી. હાલમાં તેઓ બારીઆના દીવાનની જગ્યાનું કામ કરેછે.

તેઓ શરીરે પાતળા, ઉંચાઇમાં મીજાનસર, સ્વભાવે મળતાવડા, દયાળુ, અને પરગજુ છે. પોતાની સ્વભાષાપ્રત્યે તેઓ ઘણો ભાવ રાખેછે. અને ગુર્જર ગ્રંથકારોને ઘટિત મદદ આપી તેઓને ઉત્તેજન આપેછે. તેઓ જેઓના સંબંધમાં આવ્યા છે તેઓમાં સારો પ્યાર મેળવી યશને પાત્ર થયાછે.

---



રા.બા.જગજીવનદાસ ખુશાલદાસ.

## રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ.

**જન્મભૂમિ.**—સુરત.

**જન્મદિવસ.**—ઇસ્વિસન ૧૮૨૫.

**જ્ઞાતિ.**—વાલ્મિક કાયસ્થ.

એઓએ ગૂજરાતી ભાષાની કેળવણી સંપાદન કરવા ઉપરાંત ઇંગ્રેજી ભાષાનું પણ જ્ઞાન સંપાદન કર્યું, અને સને ૧૮૪૩ માં ઠરાવેલી પરિક્ષા પસાર કરી, ત્યાર બાદ તેઓને ભરૂચના કલેકટર ખાતામાં કલાર્કની જગા મળી. ઈ. સ. ૧૮૫૧ માં એમને સૂરતના કલેકટરના વડા કલાર્કની જગા મળી હતી, અને ઈ. સ. ૧૮૫૫ માં સુરતના કલેકટરના ચહડતા વર્ગના મામલતદાર તેઓને બનાવવામાં આવ્યા હતા. જાતી ચંચળાઈથી તેઓ પદવીએ વધવા લાગ્યા, અને સને ૧૮૫૭ માં અમદાવાદ જીલ્લાના ધોળકાના મામલતદારની પદવી તેઓને મળી; તથા કેટલીક મૂદતે અમદાવાદના હજૂર ડેપ્યુટી કલેકટર અને મેજીસ્ટ્રેટનો, તેમજ ત્યાંના અફિણ ખાતાના વડાનો અધિકાર પણ તેઓને મળ્યો. ઈ. સ. ૧૮૬૭ માં એઓ સૂરતના હજૂર ડેપ્યુટી કલેકટર અને મેજીસ્ટ્રેટ નિમાયા.

ઈ. સ. ૧૮૭૫ માં વડોદરાના માજી ગાયકવાડ મલ્હારરાવના રાજ્યકારોબારમાં યોગ્ય સુધારો કરવા ત્યાંના પોલિ. એજંટ કર્નલ ફ્રેચરને દૂર કરી સરકાર તરફથી સર. લુઇસ. પેલી. બેરોનેટને ખાસ એજંટ–કમિશનર–નિમી વડોદરે મોકલ્યો હતો; તેણે પોતાના કામમાં મદદનીશ દાખલ તેઓ (મી. જગજીવનદાસ) ની માગણી કરવાથી તેઓને રૂપિયા બે હજારને દરમાયે વડોદરાના વડા મેજીસ્ટ્રેટનો ઓદ્ધો આપી મોકલ્યા હતા. પણ મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યા પછી કેટલીક મૂદતે રાજી નામું આપી, પાછો પોતાનો–સૂરતના હજુર ડેપ્યુટી કલેકટરનો–અસલ અધિકાર તેમણે સંભાળ્યો હતો. તેઓ અંગ્રેજી જે જે અમલદારોના નોકરી પ્રસંગે સંબંધમાં આવ્યા હશે તેઓ તમામનો તેમણે બહુ સારો અભિપ્રાય મેળવ્યો છે.

ઈ. સ. ૧૮૭૭ ના દિલ્લીના શેહેનશાહી મેળાવડામાં ખાસ નિમંત્રણ કરી સરકારે તેઓને દિલ્લી બોલાવ્યા હતા, અને ત્યાં જન્મસૂધી "રાવબહાદૂર" નો ખેતાબ બક્ષવા ઉપરાંત એક રૂપાનો ચાંદ તેમને ભેટ આપ્યો હતો. ઇ. સ. ૧૮૮૩ માં તેઓએ બજાવેલી રાજ્યની કિમતી સેવામાટે એક સોનાનો ચાંદ સાંકળી સાથનો તેઓને સૂરતના કલેકટર

મારફતે ભેટ મોકલાવ્યો હતો, જે પ્રસંગે તેમના મિત્રોએ એક ફંડ પણ ઉભું કીધું છે. તેઓ અમદાવાદ અને સુરતના મ્યુનિસિપલ કમિશનર તથા સુરતની રાયચંદ દિપચંદ કન્યાશાળા, તથા ફરદુનજી સોરાબજી સ્કૂલ ઑફ આર્ટસ એન્ડ ઇન્ડસ્ટ્રીના થોડા વખતસુધી સેક્રેટરી હતા. તેઓ વળી ધરમપોરના રાજાના એક સલાહકાર પણ હતા. હાલ બ્રિટિશ સરકાર તરફથી તેમને રૂપિયા ત્રણસેં પેન્શન મળેછે.

તેઓ લોકહિતાર્થે કામ કરી પ્રજાપ્રિય થયા છે અને પોતાનાં સત્કર્મનો શુભ યશ ભોગવેછે.

---

## રા. રા. કાળાભાઇ લલ્લુભાઈ વકીલ.

**જન્મભૂમિ.**—સુરત.

**જન્મદિવસ.**—ઇ. સ. ૧૮૪૫ ના જુલાઇ માસ.

**જ્ઞાતિ.**—વાલ્મિક કાયસ્થ.

એઓ સુરતમાં સ્વભાષાની કેળવણી સંપાદન કર્યા બાદ અંગ્રેજી ભાષાની કેળવણીનું અપૂર્ણ જ્ઞાન મેળવી મુંબઇ આવ્યા હતા, ત્યાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કર્યા પછી તેઓને લૉ કલાસમાં અભ્યાસ કરવાની મનોવૃત્તિ થઈ, પણ થોડા વખતમાં તેઓ સુરત પાછા ગયા હતા, અને ત્યાર પછી સને ૧૮૬૭ માં ડિસ્ટ્રીકટ પ્લિડરની પરીક્ષામાં બેઠા હતા, પણ ફતેહમંદ થયા હતા નહીં. સને ૧૮૬૯ માં તે પરીક્ષામાં તેઓ પસાર થયા, અને સને ૧૮૭૩ માં હાઇકોર્ટ પ્લિડર અને સબોર્ડિનેટ જડજની પરીક્ષા પણ પસાર કીધી.

સને ૧૮૭૩ માં ઑનરેબલ મિ. ગીબ્સે અહમદનગર તાલુકામાં રાહોરીના મુનસફની એમને પ્રથમ જગા આપવા માંડી, પણ વકીલાત કરવાનુંજ કામ જારી રાખવાની ઇચ્છા હોવાથી તે લેવાની નાપાડવાનું એમને વધારે યોગ્ય લાગ્યું. સને ૧૮૭૫ માં સુરતના તે વખતના કલેકટર (હાલમાં સર) મિ. ટી. સી. હોપે એમને મ્યુનીસીપલ કમિશનર નિમ્યા હતા. મુનસફની પરીક્ષામાં પાસ થયાને પાંચ વર્ષ થયાં નહીં એટલામાં સને ૧૮૭૮ માં સુરતના જૂદા જૂદા ડિસ્ટ્રિકટ જડજોએ એમને ફર્સ્ટકલાસ સબોર્ડિનેટ જડજની જગા આપવાને ભલામણ કીધી. અને આખરે સને ૧૮૮૨ માં સરકારે ગ્રેડના આદમીઓને બદલે બહારનાને એકદમ ફર્સ્ટકલાસમાં નિમવાની નાપાડી. ત્યારે એમને સ્મૉલકૉઝ કોર્ટના જડજ નિમાવાની ભલામણ કરવામાં આવી, અને સર જેમ્સ ફરગ્યુસન જ્યારે ગવર્નર હતા, ત્યારે સરકારે વચન આપ્યા છતાં હજુ તે પાર પાડવામાં આવ્યું નથી. સને ૧૮૭૬-૭૭ માં જ્યારે રાજા સર ટી. માધવરાવની દીવાનગીરી વખ્તે વડોદરા રાજ્યનું નવું બંધારણ થયું, તે પ્રસંગે તેમની પિછાનમાં આવવાની એમની ઇચ્છા થવાથી એમણે જ્યુડિશિયલ ખાતાંનાં બંધારણ સંબંધી સૂચના કરી, અને તે ઉપરથી એમને તાર કરી બોલાવવામાં આવ્યા, અને એમની મુલાકાતથી રાજા સર ટી. માધવરાવના મનપર સારી અસર થવાથી એમને ગાયકવાડી જીલ્લાના જડજની જગા આપવામાં આવી, પણ તે એમણે ઉપકાર સાથે ના પાડી.

સને ૧૮૮૬ માં હાઇકોર્ટ પ્લિડર તથા સબોર્ડિનેટ જડજની પરિક્ષામાં મુંબઇની હાઈકોર્ટના નામદાર જડજો તરફથી એમને એક પરિક્ષક તરિકે નિમવામાં આવ્યા. એ દાખલો–જીલ્લાઓમાં વકીલાત કરતા વકીલને પરિક્ષક નિમવા માટેનો–પેહેલ વેહેલોજ છે. તેઓ તેમના ધંધામાંથી વખત બચાવીને બીજા વકીલનો અભ્યાસ કરનારા વિધાર્થીઓને હમેશાં મદદ આપવાને તત્પર રહે છે. એવા પસાર થયેલાઓમાં બે ગ્રુહસ્થો સબોર્ડિનેટ જડજના લીષ્ટમાં ઘણે ઉંચે દરજ્જે હાલ છે.

તેઓ દિલ્લી દરબાર પ્રસંગે રા. બા. જગજીવનદાસ વિગેરેનું ડેપ્યુટેશન ગયું હતું તે સાથે ગયા હતા. કલકત્તા, અલ્હાબાદ, કાનપોર વિગેરે સ્થળે પણ ગયા હતા, તથા કલકત્તાના ૧૮૮૩ ના પ્રદર્શનમાં પણ ગયા હતા. તેઓ સુરત રાઇટકેસમાં ધારાના હિમાયતી તરીકે હતા, તથા સર મંગળદાસ નથુભાઈના કેસમાં પણ તેઓ ગયા હતા. વડોદરાના નવાબ સાહેબ મીર બાકરઅલીના તથા નુરેદીન હુસેનખાંના કેશમાં પણ હતા. શીવીલ પ્રોસીજર કોડના સંબંધમાં પણ તેઓએ ઉત્તમ વિચારો દર્શાવ્યા હતા; અને સને ૧૮૮૮ માં સ્કુલબોર્ડના ચેરમેન હતા. લવાદ કોર્ટ થઇ તેમાં તેઓએ આગેવાની કરી હતી. તેઓ રાયચંદ દીપચંદ કન્યાશાળાના તથા નેશનલ આસોસીએશનની સુરતની શાખાના સેક્રેટરી છે. તેઓની મેહેનતથી સુરતમાં લેડી ડફ્રીન ફંડ ઉભું થવા સાથે તેઓ તેના સેક્રેટરી છે. તેઓ જેઓના સંબંધમાં આવ્યાછે, તેની પ્રીતિ સંપાદન કરી છે.

તેઓ સદ્‌ગુણી, વિદ્વાનનો પરિશ્રમ પિછાણનાર, નિર્અભિમાની, અને સ્વદેશ ભક્ત હોઇને સુકીર્તિ સંપાદન કરવાને શક્તિવાન બન્યાછે.

---



રા.બા. મોતીલાલ ચુનીલાલ.

## રા. બા. મોતીલાલ ચુનીલાલ.

**જન્મભૂમિ.**—ભરૂચ.

**ઉમર.**—હાલમાં તેમની લગભગ ૩૪ વર્ષની છે.

**જ્ઞાતિ.**—બ્રહ્મ ક્ષત્રી.

તેઓએ તેમણે ગુજરાતી અને અંગ્રેજી ભાષાનું યોગ્ય જ્ઞાન મેળવ્યું છે. પ્રથમ પોતાની સ્વતંત્ર હોશીઆરીથી સન ૧૮૮૧ માં અમદાબાદ જીલ્લાના પ્રાંતિજ શેહેરના મામલતદારની નોકરી મેળવી હતી; તેઓ પ્રજાપ્રિય થઈ ત્યાંના લોકોમાં વિખ્યાતી પામ્યા, પણ થોડીજ મુદતમાં પ્રજાની સંતોષ ભરેલી આશિષ સાથે તેઓ ખેડા જીલ્લાના મેહેમદાવાદના મામલતદાર થયા. સ્થાનિક સ્વરાજ્યના કેટલાક હકો સરકાર પાસેથી મેહેમદાવાદના લોકોને અપાવવામાં તેમણે સારો શ્રમ લીધો હતો, તથા બીજા પ્રજાપ્રિય કામો પણ કરેલાં હતાં; તેઓને તે હોદ્દા ઉપરાંત ખેડા જીલ્લાના આકટિંગ ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટરનો ચાર્જ મળ્યો હતો. એ સમયમાં કપડવંજ કસ્બામાં ફરી ચોરો, લુટારા ઇત્યાદિનો જે અત્યંત ભય હતો, તેનો તેમણે સારો બંદોબસ્ત કર્યો હતો. ત્યાર પછી તેમની નડિયાદના મામલતદાર તરીકે નિમણુક થઇ હતી.

ઈ. સ. ૧૮૮૬ માં તેઓ નડિયાદમાં થોડીજ મુદત રહ્યા બાદ પંચમહાલના ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર તરીકે નિમાયા હતા. દાહોદમાં તેઓએ વિદ્યાલય, પ્રાર્થનાસમાજ ઇત્યાદિ સ્થલો સ્થાપી પ્રજાપ્રિય કામો કર્યા પછી સન ૧૮૮૮ માં ખેડા જીલ્લાના ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર તરીકે તેઓ નિમાયા છે.

અનેક સ્તુતિપાત્ર કાર્યના સંજોગોથી નામદાર સરકાર તરફથી તેઓને "રાવ બાહાદુર" નો ખિતાબ મળેલો છે.

---



વૈદ્ય મલુરામ જીવણરામ.

# વૈદરાજ પ્રભુરામ જીવનરામ.

**જન્મ.**—સંવત્ ૧૮૯૨ ના આશ્વિન વદી ૧૪.

**જન્મભૂમિ.**—પોરબંદર.

**જ્ઞાતિ.**—પ્રશ્નોરાનાગર ગૃહસ્થ.

તેમનો જન્મ થયો તે વખતમાં એમના વડિલની ધનસંબંધી સ્થિતિ સારી હતી, વંશપરંપરા ચાલતી આવેલી વિદ્યાથી તેમના પિતા જીવનરામજીનું માન પોરબંદરના રાજ્યમાં સારૂં હતું, પરંતુ તેમનું વય માત્ર ત્રણ વર્ષનું થતાંજ, તેમના પિતાએ કૈલાસવાસ કર્યો, અને તે પછીનો સમય ધનસંબંધી સ્થિતિમાં ચિંતાકર્ષક થઇ પડ્યો, તેમના પિતાના સ્વર્ગવાસ થયા પછી તેઓ પોતાના વડિલ ભાઈ સહિત પોતાના કાકાના આશ્રય નીચે મોટા થયા, બાર વર્ષસુધી તેમણે પ્રાચિન ધોરણ પ્રમાણે સંસ્કૃત અભ્યાસ કર્યો. આ સ્થિતિમાંજ પંદરમે વર્ષે તેમનાં લગ્ન મોરબીના પ્રસિદ્ધ શિઘ્ર કવિ શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરનાં બેન સાથે થયાં.

કેટલાક વર્ષોથી તેમના વડવાઓને બાટવા તથા માણાવદરના દરબારોએ વૈદ્ય તથા વ્યાસ તરીકેની તેમની યોગ્યતા બદલ, ગરાસ લખી આપ્યો હતો. પરંતુ ઘણા વર્ષથી તેઓના કુટુંબમાંથી કોઇ ત્યાં ન જવાથી એ મદદ જૂજ યાને નામનીજ હતી. તે મળી નહિ. આ ઉપરથી તેજ વર્ષમાં તેઓ ત્યાં ગયા, ત્યાંના દરબારોએ સારૂં સન્માન કર્યું, અને તેમની નાની ઉમ્મર જોઇ એમ કહ્યું કે, "જો તમે તમારા મુરબીઓની માફક તમારી વિદ્યામાં કુશલ થઇ આવશો, તો અમે તમારૂં યોગ્ય સન્માન કરીશું."

આ વાકયથી તેમનું વલણ વૈદ્યકિય વિદ્યા તરફ દોરાયું, અને જામનગરના પ્રખ્યાત વૈદ્ય વિઠ્ઠલભટજી તેમના અનેવી થતા હતા, તેથી તેઓ તેમની પાસે ગયા, ત્યાં તેમણે વિઠ્ઠલભટજીના જ્યેષ્ઠ પુત્ર **ઝંડુભટજી** જૂનાગઢના પ્રખ્યાત વૈદ્ય તથા પંડિત ભગવાનલાલ ઇંદ્રજીના વડીલ ભાઈ રૂગનાથજી તથા વૈદ વિજયશંકર ઊર્ફે બાવાભાઇ પણ અભ્યાસ કરતા કરતા હતા; તેમણે પોતાની વિદ્યામાં સારૂં જ્ઞાન મેળવ્યા પછી વિઠ્ઠલભટજીએ તેમને ઘેર જવા રજા આપી અને કહ્યું કે, "ગુરૂપાસેથી, આ વિદ્યામાં જેટલું જ્ઞાન મેળવવું જોઇએ તેટલું તમોને મળેલું છે. અને એ બાબતનું વધારે જ્ઞાન તમને અનુભવથી મળશે."

આ પ્રમાણે રજા મળતાં તે તુરત પોરબંદર થઈ, પોતાને એ રસ્તે દોરાવનાર માણાવદરના દરબાર પાસે ગયા. તેમને આવેલા જોઈ દરબાર ઘણા ખૂશી થયા અને વર્ષનો મોટો ભાગ પોતા પાસે રાખવા નિશ્ચય કર્યો.

સંવત્ ૧૯૧૮ ના વર્ષમાં ગોદાવરીના મોટા મેળામાં પોતાના વડીલ ભાઈ પંડિત જયકૃષ્ણ સાથે નાશીકની યાત્રા પગરસ્તે ખંડવાનો ઘાટ ચડીને કરી; અને પાછા ફરી કેટલોક વખત મુંબઇમાં રહી પાછા દરબારના આગ્રહથી માણાવદર તથા બાટવા તરફ ગયા.

આટલા વખતમાં તેમની ચાલાકી તથા તેમના ધંધામાં તેમની કુશલતા જોઇ તેમનો ઘણોખરો ગરાસ પાછો આપ્યો હતો, અને તેથી દ્રવ્યસંબંધી સંકોચ તેમના ઘરમાંથી જતો રહ્યો હતો. ઈશ્વર કૃપાએ આ વખત તેમને ત્યાં એક પુત્રનો જન્મ થયો, પરંતુ તેમને દરબાર પાસે વૈદ્યતરીકે રહેતાં, રાત્રિના ચાલુ ઊજાગરા હોવાને લીધે, તેમની તબીયત એકાએક બગડી; ભયંકર થઇ પડી, તેથી પોતાને વતન પોરબંદર જવું પડયું. આ મંદવાડમાંથી સાજા થયા પછી દરબારોએ તેમને પાસે રાખવાનો આગ્રહ છોડી દીધો, તેથી તેમણે પોતાનું એક વિશ્વાસુ માણસ રાખી; પોતે પોરબંદરમાંજ રહેવા માંડયું. અને જરૂરીઆત પ્રસંગે જવાનો ઠરાવ કર્યો. અહીં સંવત્ ૧૯૨૩ ના વર્ષમાં પોરબંદરના મહારાણાશ્રીની અનુમતિથી, તેમણે એક દવાશાળા સ્થાપિ. અને પોતાનો ધંધો ચલાવવા માંડયો. આમ બે વર્ષ પછી તેમને ત્યાં એક બીજા પુત્રનો જન્મ થયો, જે પછી થોડા વખતમાં એક અણધાર્યા બનાવે તેમનો નિવાસ મુંબઈમાં થયો.

સંવત્ ૧૯૨૬ ના વર્ષમાં ઑનરબલ શેઠ મોરારજી ગોકળદાસ સી. એસ. આઇ, દાક્તર નારાયણ દાજી તથા પોતાના સંબંધીઓ સાથે દ્વારકા ગયા હતા. ત્યાં તેમના કુટંબના એક માણસને અચાનક સન્નિપાત થઇ આવતાં સર્વ જણ પોરબંદર આવ્યા, આ દરદી માટે દાક્તર નારાયણ દાજી તથા બીજા કેટલાએકના ઊપચાર કર્યા, પરંતુ સારૂં ન થયું, અને જ્યારે તેની આશા મુકી ત્યારે તેમણે તેમની શોધ કરવા માંડી, તેમને મળવા માટે દાક્તર નારાયણ દાજીને મુંબઇથી નિકળતી વખતે તેમના મામાના પુત્ર પ્રખ્યાત પંડિત ભગવાનલાલ જે આ વખતે દાક્તર ભાઊ દાજી સાથે વનસ્પતિ વિષયમાં શોધ કરતા હતા, તેમણે ખાસ ભલામણ કરતાં કહ્યું કે તમને દેશી વનસ્પતિની શોધમાં એમની મદદ ઘણી જરૂરની થઇ પડશે, તેમની સાથે ઓળખાણ થતાંજ તેમના

હાથમાં ઉપલો દરદી સોપવામાં આવ્યો, જે તેમના ઉપચારથી થોડા દીવસમાં સાજો થયો. આ ખબર મુંબઇમાં શેઠ લક્ષ્મીદાસ ખીમજીને મળતાં તેમણે તેમને મુંબઈ આવવા ઘણો આગ્રહ કર્યો, તેથી તથા તેમના વડિલ ભાઇ પંડિત જયકૃષ્ણનું પણ આ વખતે મુંબઇમાં રહેવાનું નક્કી થાવાથી તેઓ પણ પોતાના સ્ત્રી તથા બાળકોને લઇ મુંબઇ આવ્યા. પોરબંદરથી નિકળવા અગાઊ તેમણે દાક્તર નારાયણ દાજીને બર્ડા ડુંગરમાં થતી નવી નવી વનસ્પતિઓ બતાવી, જેથી તેમના જ્ઞાન માટે તેમનો વિચાર બહુ ઊંચો થયો, ત્યાં (પોરબંદર) થી નિકળતી વખતે તેમના જાણીતા સર્વ લોકો ઊદાસ થયા, તથા પોરબંદર કાર્યભારમંડળે એક સભા ભરી તેમને માનપત્ર આપ્યું.

આ પ્રમાણે તેમનું સ્થાનક હવે મુંબઇમાંજ થયું. મુંબઈ આવતાંજ તેમણે કાળકાદેવીના રસ્તા ઉપર એક દવાશાળા ઉઘાડી અને સારા સારા ગૃહસ્થોમાં ફતેહ સાથે પોતાનો ધંધો શરૂ કર્યો. વૈદ્ય તરિકે તેમણે જેટલી વિખ્યાતિ મેળવી તેટલીજ વિખ્યાતિ સ્વધર્માભિમાની, તરિકે પણ તેમણે મેળવી. સંવત્ ૧૮૪૨ ના વર્ષમાં તેમના દાદા દેવકૃષ્ણજીએ તે વખતના પોરબંદરના રાણા શ્રી સુલતાનજી સાથે મલીને એક માહારૂદ્ર અને બીજાએ વિષ્ણુયાગ યજ્ઞ કર્યા હતા, વિધિ પૂરા થતાં રાણાજીએ યાગભૂમિ ઉપર જગન્નાથજીની સ્થાપના કરી હતી, અને દેવકૃષ્ણજી જે આ વખતે અદા ભટના નામથી પ્રખ્યાત હતા, તેમણે યજ્ઞ ભૂમીના ચોકમાં શંકર તથા તુલસીની સ્થાપના કરી હતી, આ શંકર તથા તુલસી હજીસુધી પોરબંદરમાં તેમના ઘરના ચોકના આગળ એવીજ સ્થિતિમાં હયાત છે, વંશપરંપરાથી ઊતરતું આવેલું ધર્માભિમાન તેમનામાં સ્પષ્ટ દેખાતું હતું, મુંબઈ આવ્યા પછી તુરતજ તેમણે કેટલાક ગૃહસ્થોના આશ્રય નિચે સ્થપાએલી વેદોક્ત શ્રવણ સભામાં તથા તેની તરફથી નિકળતા ધર્મ જ્ઞાનસંબંધી "હૃદયચક્ષુ" નામનું માસિક ચોપાન્યું કહાડવામાં મુખ્ય ભાગ લીધો, કેટલેક વર્ષે આ સભાનું કામ મંદ પડતાં સવંત્ ૧૯૩૧ માં તેમણે એક મોટી સભા મેલાવી "વેદધર્મ" સભાનું સ્થાપન યોગ્ય ગૃહસ્થોની સહાયતાથી કર્યું. અને દર મહિને સભા તરફથી "આર્યધર્મપ્રકાશ" નામનું ચોપાન્યું કહાડવા શરૂ કર્યું. સવંત્ ૧૯૩૧-૩૨ ના વર્ષો જે મુંબઈમાં ધર્મસંબંધી ચર્ચાને માટે જાણીતાં છે, તેમાં આ સભાએ તટસ્થ રહિ "આર્યધર્મપ્રકાશ" દ્વારાએ વેદ ધર્મનું જે પ્રતિપાદન કર્યું હતું, તેનું ખરૂં માન તેમને તથા સભાના તેમની તરફથી નિમાએલા શાસ્ત્રીને ઘટેછે. આગળ ચાલતાં તેમણે સભા તરફથી એક શાળા સ્થાપિ, અને

તેમાં વિદ્યાર્થીઓને સંસ્કૃત જ્ઞાન મફત આપવાનું શરૂ કર્યું, આ સભા તરફથી નિકળતું ચોપાન્યું તથા સ્થપાએલી વેદધર્મ પાઠશાળા, આજ પર્યંત તેમની દેખરેખ નિચે ઘણીજ સારી સ્થિતિમાં છે. એટલુંજ નહિ પણ એ સભા તરફથી વર્ષોવર્ષ ધર્મસંબંધી પુસ્તકો બાહાર પડતાં જાયછે, પુસ્તકો તથા ચોપાન્યાથી ઉત્પન્ન થતો પૈસો, નવાં પુસ્તકો બાહાર પાડવામાં, તથા પાઠશાળામાં શીખતા વિદ્યાર્થિઓના અભ્યાસ પાછળજ ખર્ચાયછે. તેઓ પણ પાઠશાલામાં સંસ્કૃતનું યોગ્ય જ્ઞાન મેળવેલા વિદ્યાર્થિઓને પોતાની ફુરસદે વૈદકીય સંબંધી ગ્રંથો શીખવેછે. તેમનું મુંબઇ આવવું થયા પછી બે ત્રણ વર્ષમાં તેમના કુટુંબમાં, તેમનાં ભાભી, સ્ત્રી, ભત્રિજી, કાકા, કાકી, એઓએ કૈલાસવાસ કર્યા, એ ખેદયુક્ત થયું છે, પણ બીજી તરફ તેઓ પોતાના ધંધામાં ઘણી સારી પ્રખ્યાતિ મેળવવા માંડયા, અને હવે વારંવાર વિદ્વાન્ ડાકટરોના પરિચયમાં આવતાં, તેમાં તેમની વિદ્વતા ઘણીજ સરસ જણાતી હતી. થોડાક વર્ષોઉપર જ્યારે કેટલાક ડાકટરોએ વડી સરકારને વૈદોનો ધંધો બંધ કરાવવા અરજ કરી હતી, ત્યારે તેમણે સિદ્ધ કરિ આપ્યું હતું કે, પ્રાચિન વૈદ્યવિદ્યા નિર્માલ્ય નથી. આમ સિદ્ધ કરી આપી, વૈદ્યોનો ધંધો ચાલુ રખાવતાં, પોતાની દવાશાળામાં વધારો કરી કામ ચલાવ્યું, અને પછી "**વૈદ્ય પ્રભુરામ જીવનરામ ઔષધાલય**" સ્થાપવામાં આવ્યું, અને દેશી વૈદો ઉપરના લોકોના હલકા વિચાર ઉખડી જાય એમ પ્રયત્ન જારી રાખ્યો. સવંત ૧૯૪૪ ના વર્ષમાં પુનામાં પ્રદર્શન વખતે પોતાની દવાનો જથો મોકલ્યો હતો, જે જોઇ મુંબઇના ગવર્નર લાર્ડ રે ખુશી થયા હતા, અને તેમને ચાંદ આપવા નક્કી કર્યું, જે ચાંદ તેમને મળી ચુકયોછે, આથી તેમની પ્રખ્યાતિ મુંબઇમાં વિષેશ વૃદ્ધિ થઈ છે, કાઠીઆવાડમાં પણ તેઓ પ્રસિદ્ધ છે, અને કાઠિઆવાડના રાજારજવાડામાં તેમનું માન સારૂં છે. તેમજ મુંબઇના પ્રખ્યાત ડાકટર કાર્ટર તેમની તરફ માનથી વર્તતા હતા, તથા બીજા પણ યુરોપિઅન ડાકટરો તેમના પર રાજી છે. અને કેટલાક દેશી ગૃહસ્થો પણ પોતાના સલાહકાર તેમને ગણેછે, હાલ તેમની ઉમર ૫૩ વર્ષની છે, અને આટલા વર્ષનો મોટો અનુભવ મુંબઇ અને કાઠીઆવાડની પ્રજાને લાભકારક થયોછે.

---



વૈદ્યરાજ વિજયશંકર અચલજી.

# વૈદ્યરાજ વિજયશંકર અચળજી ઉર્ફે બાવાભાઈ.

**જન્મ દિવસ.**—સંવત્ ૧૮૮૦ ના વૈશાખ શુદી ૩ શનિવાર.

**જન્મ ભૂમિ.**—જામનગર.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર ગૃહસ્થ.

ઉલામણના બાવાભાઈ નામથી આ ગૃહસ્થ એટલા બધા પ્રસિદ્ધ છે કે, તેમનું બીજું નામ વિજયશંકર છે, એવું તો થોડાજ લોકો જાણેછે.

તેમના જન્મ સમયે વિદ્યાનું મૂલ બહુ ઓછું હતું, અને શીખવાના વિષયો ઘણા થોડા હતા, તેથી આઠમે વર્ષે તેમને ગામઠી નિશાળમાં ભણવા મૂકયા હતા. તેમના પિતા જામનગરના રાજ્યના મહાલોનો ઈજારો રાખવાનો ધંધો કરતા હતા. નિશાળનો અભ્યાસ પૂરો કરીને તેમણે બારમે વર્ષે એ ધંધામાં પ્રવેશ કર્યો, તેમાં વીશ વર્ષની ઉમ્મર સુધી રોકાયા. કાળના ફારફેરને લીધે તેમનો એ ધંધો બંધ પડ્યો, તેથી રા૦ બાવાભાઈ નવરા થયા, ત્યારે તેમને પંદર વીશ રૂપીઆના પગારની નોકરીઓ મળતી હતી. પણ તેમને પર સેવાનો ઉદ્યોગ પસંદ નહિ પડ્યાથી વૈદ્યકનો ધંધો શીખવાનું તેમણે મન કર્યું, અને ટોકરાનંદ નામના એક સન્યાસી જામનગરમાં જઇ ચઢયા હતા, તેઓ જેમ બીજા શાસ્ત્રોમાં કુશળ હતા તેમ વૈદક વિદ્યામાં પણ નિપૂણ હતા, તેમની પાસે બે વર્ષ વૈદકાદિનો અભ્યાસ કર્યો. તેમાં તેમણે વૈદકનું એવું સારૂં જ્ઞાન મેળવ્યું કે, તેની કીર્ત્તિથી જામ રણમલે તેમને પોતાના વૈદ્ય તરીકે રાખી લીધા. (સંવત્ ૧૯૦૨) આશરે દશ વર્ષ જામનગરમાં તે જગાએ રહ્યા, તેની અંદર વૈદ્યરાજ ઝંડુભટજી, જેઓ આ ચિત્રાવળીમાંના એક ગૃહસ્થ છે, તેમના પિતા વિઠ્ઠલજી ભટ પણ જામનગર દરબારના વૈદ્ય હતા, અને તેઓ વૈદકવિદ્યામાં મોટા વિદ્વાન હતા, તેમની પાસે આશરે આઠ વર્ષસુધી એ વિદ્યા શીખ્યા. તેમાં માધવનિદાન, ભાવપ્રકાશ, શારંગધર, રસવાગ્ભટ, રસરત્નાકર, રસેંદ્રચિંતામણિ, નિઘંટ અને નિઘંટ પથ્યાપથ્યાદિ ગ્રંથોનો અભ્યાસ કર્યો. એથી તેમની કીર્ત્તિ એટલી બધી પ્રસરી કે, મ્હોટા ઉદેપુરના મહારાણા સ્વરૂપસિંહજીએ તેમને પોતાના વૈદ્ય દાખલ બોલાવી લીધા. (સંવત્ ૧૯૧૨) મહારાણા સ્વરૂપસિંહજી સંવત્ ૧૯૧૮ માં સ્વર્ગવાસી થયા. ત્યારપછી તેમની ગાદીએ મહારાણા શંભુસિંહજી બેઠા. તેમને રા૦ બાવાભાઇને માટે મરતા પેહેલાં સ્વરૂપસિંહજીએ ઘણી સારી ભલામણ કરી હતી. સંવત્

૧૯૨૧ ની સાલમાં પોતાની જન્મ ભૂમિમાં રેહેવાની ઈચ્છા થયાથી તેઓ જામનગર ગયા. તેવામાં આ ચિત્રાવળીમાંના એક ગૃહસ્થ રા૦ રા૦ વિજયશંકર ગવરીશંકરને સંગ્રહણીનો એવો ભારે મંદવાડ થઈ ગયો હતો કે, વિદ્વાન ડાકટરોએ તેમના જીવવાની આશા છોડી દીધી હતી, તેમની દવા કરવા રા૦ બાવાભાઇને જામનગરથી બોલાવી લીધા. તેમની દવાથી રા૦ વિજયશંકરને આરામ થઈ ગયો. તેથી તેમની સત્કીર્ત્તિમાં બહુ વૃદ્ધિ થઈ. સંવત્ ૧૯૨૭ ની સાલમાં ઉદે-પુરવાળા મહારાણા શંભુસિંહજીએ તેમને ફરીને બોલાવી લીધા, અને સંવત્ ૧૯૨૧ ની સાલમાં તેમણે ઉદેપુર છોડેલું ત્યારથી તે બોલાવ્યા ત્યાંસુધીનો પગાર આપીને પોતાની પાસે રાખ્યા. આશરે એક વર્ષ રહીને સંવત્ ૧૯૨૮ ની સાલમાં પાછા જામનગર ગયા હતા. ગોંડ-લના હાલના ઠાકોર સાહેબ બાલ્યાવસ્થામાં પાન્ડુના રોગથી આજારી રેહેતા, તેથી તેમનાં માતુશ્રી મહારાણી શ્રી મોંઘીબા સાહેબે સંવત્ ૧૯૨૯ ની સાલમાં રા૦ બાવાભાઇને પોતાની પાસે રાખ્યા તે સંવત્ ૧૯૪૨ ની સાલ સુધી ગોંડલમાં રહ્યા. પછી અગ્નિહોત્ર લેવામાટે રજા માગતાં આખો પગાર પેનશન આપવાનું કહીને તેમની અરજ સ્વિકારી હતી. વચમાં સંવત્ ૧૯૩૧ ની સાલમાં મહારાણા શંભુ-સિંહજીએ સ્વર્ગવાસ કર્યો ત્યારે મહારાણા સજ્જનસિંહજી ઉદેપુરની ગાદીએ બેઠા. તેમણે પોતાની દવા કરવામાટે સંવત્ ૧૯૩૯ ની સાલમાં રા૦ બાવાભાઇને પોતાના રાજ્યના જુના માણસ જાણીને બોલાવી લીધા. મહારાણા સજ્જનસિંહજીને ભગંદરનું દરદ થયું હતું. ઉદેપુર જેવા મોટા રાજ્યમાં વૈદો અને ડાકટરો ઘણા હોય, અને તેમાં કાળ પ્રમાણે ડાકટરોનું પરિબળ વધારે હોય, એ ધારી શકાય એવી બાબત છે. અને વર્ત્તમાનકાળમાં ઘણું કરીને એવું માનવામાં આવેછે કે, અંગ્રેજોનું બધુંએ સારૂં. તેથી અગર જોકે રા૦ બાવાભાઇને દવા કરવામાટે બોલાવેલા હતા અને તેમણે ખાવાની દવાથી એ દરદ મટાડી દેવાની હિમ્મત ચલાવી દવા આપવા કહ્યું, તોપણ તેમની દવાનો લાભ નહિ લેતાં અંગ્રેજ ડાકટરો પાસે વાઢકાપ કરાવવાનું ઠરચું. તેનું ફળ એ થયું કે રોગ નહિ મટતાં આખરે મહારાણા સજ્જનસિંહજીનું મૃત્યુ થયું. અંગ્રેજ ડાકટરોની મદદ લીધી અને રા૦ બાવાભાઈની દવા લેવાનું ના ઠરચું એટલે તેઓ આજ્ઞા લેઈ સ્વગામ ગયા હતા. આ ઠેકાણે લખવાની ખાસ જરૂર છે કે આ બીનાના લખનારને એવુંજ દરદ થયું હતું, તે રા૦ બાવાભાઇએ ખા-વાની દવા આપીને થોડા મહિનામાં મટાડી દીધું હતું. પાલીટાણાના

હાલના ઠાકોર સાહેબ માનસિંહજી સંવત્ ૧૯૪૨ ની સાલમાં ગાદીએ બેસવાના સમયમાં આમવાતના વ્યાધિથી બહુ હેરાન થઇ ગયા હતા, અને અંગ્રેજી દવા લીધા છતાં આરામ થયો નહિ, ત્યારે તેમણે રા૦ બાવાભાઇને બોલાવી તેમની દવા લીધી હતી. એ દવાથી આરામ થયો એટલુંજ નહિ, પરંતુ ધારણા કરતાં પણ બહુ વ્હેલો આરામ થયો હતો. તેથી રા૦ બાવાભાઈ રાજ્યનો પગાર ખાનારા વૈદ્ય હોવા છતાં ઠાકોર સાહેબ માનસિંહજીએ તેમને રૂપીઆની એક મોટી રકમ ઈનામ આપી હતી.

રા૦ બાવાભાઇ તેમના ધંધામાં એવા કુશળ છે કે, તેમના જેવા દેશી દવામાં કુશળ ગુજરાતમાં કોઇકજ વૈદ્ય હશે. અને તેમના જેવો બીજો કોઈ નથી એમ જો કહીએ તો તે ભાગ્યેજ અતિશયોક્તિ ભરેલું ગણાશે. કાઠિયાવાડના અને તેની આસપાસના ઘણા રાજારજવાડા તથા મોટા માણસો તેમની દવાનો લાભ લેછે. તેમ સાધારણ માણસો પણ બહુ તેમની પાસે દવા કરાવેછે. અતિ ગરીબ માણસને તો તેઓ મફત દવા આપેછે. તેમની દવાથી બહુ મોટા દરદવાળા ઘણા જણાને આરામ થયાથી લોકો તેમને જશકર્મી કેહેછે.

જામનગરમાં તો મૂળથી તેમની દવાશાળા છેજ. તે પછી સંવત્ ૧૯૩૨ ની સાલમાં બીજી દવાશાળા રાજકોટમાં અને ત્રીજી સંવત્ ૧૯૪૨ માં પાલીટાણામાં સ્થાપીછે. ચોથી વઢવાણ કાંપમાં સંવત્ ૧૯૪૩ માં અને પાંચમી મુંબઇમાં સંવત્ ૧૯૪૫ માં સ્થાપન કરીછે, તથા છઠ્ઠી ભાવનગરમાં સંવત્ ૧૯૪૬ ના કારતક મહિનામાં સ્થાપીછે. રા૦ બાવાભાઈ પોતે, તેમના પુત્રો અને તેમના હાથ નીચે કેળવાએલા બીજા માણસો મળીને એ બધી દવાશાળાઓ ચલાવેછે.

તેમની દવાશાળાઓમાંથી ધાતુ વગેરેની ઘણી જાતની દવાઓ ઠરાવેલે ભાવે વેંચાણ આપવામાં આવેછે. તેને માટે એવો અભિપ્રાય આપી શકાયછે કે, કદાપિ તેમની દવાથી આરામ ન થાય તોપણ તે દવા નુકસાનકારક તો છે નહિજ.

જામનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, ગોંડલ, લીંબડી, પાલીટાણા અને ધ્રોલ એટલાં રાજ્યોમાંથી તો રા૦ બાવાભાઇને વાર્ષિક પગાર મળ્યા જાયછે. ઉદેપુરવાળા મહારાણા શંભુસિંહજીએ તેમને સન્માનાર્થે હાથી આપ્યો હતો અને મહારાણા સજ્જનસિંહજીએ તેમની વૃદ્ધાવસ્થાને લીધે મીઆનો બક્ષ્યો હતો કે જે માન આજ સુધી એ રાજ્યમાં જાય ત્યારે તેમને મળેછે.

૨૦ બાવાભાઇએ વૈદકની સાથે સંસ્કૃત ભાષાનો પણ કેટલોએક અભ્યાસ કરેલોછે. તેમણે "રસ રત્નમણિમાળા" નામનો વૈદ્યવિદ્યાનો એક ગ્રંથ બીજા વિદ્વાનોની સહાયતાથી સંસ્કૃત ભાષામાં રચેલોછે. તેમાં માત્ર ગ્રંથની ભાષાનેમાટે બીજા વિદ્વાનોની સહાયતા લીધીછે.

તેમની શૈવધર્મ ઉપર આસ્થા બહુજ છે. ત્રણ વખત તો તેમણે કાશીની મહાયાત્રા કરીછે અને તેમાં આશરે રૂ. ૩૦,૦૦૦) ખર્ચ્ય કરયા હતા. તેમને એક, સ્ત્રીનો એક, અને બીજીના છ મળીને સાત પુત્ર છે. તેમાંના છ જણાને તો કાશીમાં જનોઇ દીધીછે, અને સંવત્ ૧૯૪૪ ની સાલમાં આશરે રૂ. ૨૦,૦૦૦) ખર્ચી મહારૂદ્ર કરીને તેમણે અગ્નિહોત્ર લીધુંછે.

---

## રા. રા. કુરુણાશંકર વિઠ્ઠલજી ભટ્ટ.

**જન્મભૂમિ.**—જામનગર.

**જન્મદિવસ.**—સંવત્ ૧૮૮૭ ના વૈશાખ સુદિ ૫ રવિવાર.

**જ્ઞાતિ.**—પ્રશ્નોરા નાગર ગૃહસ્થ.

એઓએ પોતાની બાલ્યાવસ્થામાં પોતાના પિતાશ્રી પાસેથી સંસ્કૃત ભાષાનું તથા વૈદ્યવિદ્યાનું જ્ઞાન મેળવેલું હતું. સંવત્ ૧૯૦૯ ની સાલમાં વિદ્વદ્વર્ય બ્રહ્મચારી શ્રી શંકર સ્વરૂપનો તેમને સમાગમ થયો, તે વિદ્વાન્ બ્રહ્મચારી યોગવિદ્યામાં નિપુણ હોવાથી તેમને પોતાની સાથે રાખીને યોગાભ્યાસનો સારો અનુભવ મેળવી તે વિદ્યાનું રહસ્ય તેમણે ભણી લીધું. વૈદ્યવિદ્યાએ તેમની ચાલતી આવેલી વંશપરંપરાની વિદ્યા છે, તો-પણ સાધારણ જ્ઞાન સિવાય બીજું અનુભવપૂર્વકનું જ્ઞાન તો, પોતાની શોધક બુદ્ધિ અને પ્રશંસા પાત્ર આગ્રહી ઉદ્યોગનું ફળ છે. તેમની વૈદ્યવિદ્યાની કુશનતા જોઇને જોકે જામસાહેબના અંગ્રીકૃત વૈદ્ય હોઇને, તેમના પિતાને તે સમયની રીતિ પ્રમાણે સાધારણ માન મળતું હતું, તોપણ હવે તેઓ અસાધારણ માનને પાત્ર થયા છે, તેમના પિતાશ્રીની વૈદ્યવિદ્યામાં કુશળતાનો અભ્યાસ વૈદ્યરાજ બાવાભાઈ આદી તેમના શિષ્યો જેઓ વૈદ્યવિદ્યામાં સુપ્રસિદ્ધ છે, તેમનાથી થાય છે.

સંવત્ ૧૯૨૨ ની શાલમાં તેઓના ભાઈ વૈદ્યરાજ મણિશંકર વિઠ્ઠલજી રસવૈદ્યે એક મોટા પાયાપર "રસશાળા" શેહેર બહાર નદીના કિનારાપર વિશાળ વાડીમાં સ્થાપિછે, જેમાં અનેક પ્રકારનાં કાષ્ટ અને રસાયણી ઔષધો લાખ અધલાખ રૂપિયાસુધીનાં બનાવી રાખેલાં છે. આ "રસશાળા" ની ભેટ લેવા નામાંકિત્ દેશી અને પરદેશી પુરુષો પણ આવેછે.

ઉદરનિમિત્તે ઉદ્યોગ કરતાં પણ તેઓ સર્વની ઉપર અસાધારણ ઉપકાર કરે છે, ને બહુ ઉદારતાથી ઘણું સ્વર્પણ કરેછે તેથી તે અસાધારણ મહત્વને પાત્ર થયાછે. તેઓ હમેશાં વૈદ્યવિદ્યાની શોધમાં કાળ નિર્ગમન કરેછે, તેઓનો એવોજ સિદ્ધાંત છે કે, "મનુષ્યના આયુષ્યની હદ કરી શકતા નથી. જગતમાં જેટલાં મૃત્યુ થાયછે, તેનો દોષ વૈદ્યવિદ્યાની અપૂર્ણતા ઉપરછે, અર્થાત વૈદ્યો અને દાકતરોને માથે તે છે." તેઓએ પ્રજાહિત કાર્યનેમાટે તળ જામનગરમાં "જીવિત વર્ધક" મંડલી સ્થાપી છે, અને લોકોની તથા મંડળીના સભાસદોની

સુખાકારી માટે તેઓ હમેશાં ઉત્સુક રહેછે; એટલુંજ નહીં પણ તેઓ તરફથી એક "ધનવંતરી ધામ" જામનગરના મહારાજાએ તળાવનીપર જગા આપવાથી બાંધેલું છે, જેનું માસિક ખર્ચ રૂપિયા ચારસેંહ પોતે ઉઠાવી દરદીઓને હમેશાં દવા આપેછે, એ તેમના ઉત્તમ ગુણો, પ્રજા-હિતૈષી, અને નિરાભિમાનીપણા સાથે દયાળુ પ્રકૃતિનો એક ઉત્તમ નમૂનો છે.

તેઓ કહેછે કે, "અહિત એટલે ઝેરી દવાથી દરદના પર એક-દમ ઢાકણું દેવા કરતાં અમૃતરૂપ ઔષધથી તેને પાંચદિવસ મોડું પણ નિર્મુળ કરવું, એજ સુપાત્ર વૈદ્યકનું કર્તવ્ય કર્મછે." અને તેથી તેઓ હમેશાં **અહિત** દવાઓનો પોતાને હાથે કદી ઉપયોગ કરતા નથી.

તેઓ પ્રસિદ્ધ "વૈદ્યરાજ" તરિકે નવા વિચારો અને નવી શો-ધોથી સ્વદેશ સેવા બજાવે છે; તેઓમાં મહાન પુરૂષોના ઉત્કૃષ્ટ ગુણો પ્રકાશે છે; તેઓ જુના જમાનાના મનુષ્ય છતાં, સુધરેલા અને તત્ત્વ-જ્ઞાની છે; તેઓ દુર્ગુણી અન્યે ઉદાસીન છતાં નાના મોટાપર પ્રેમભા-વિત દર્શનીય છે; તેઓ નિરાશ્રિતને આશ્રમ સ્થાન છે; તેઓ નિર-ભાની અને નિસ્પૃહિ છે; તેઓની અન્યદ્વારા અલ્પશ્લાઘા કરવાથી પો-તાનું દિલ દુઃખાય છે; અને એક મહાન્ મનુષ્યના જીવન ચરિત્રથી ઇતિહાસના પ્રસિદ્ધિત અક્ષરો બીજા મનુષ્યપર જેટલી અસર કરેછે, તે કરતાં તે "મહાન પુરૂષની સાત્વિક પ્રકૃતિમાંથી પ્રાદુર્ભાવ થતી રૂડી ભાવનાઓ, ઉચ્ચ કરણી, તથા નિર્મળ અંતઃકર્ણમાંથી ઉપજતા ઉદ્ગારોમાંથી આવિર્ભૂત થતા ઉત્તમ પ્રતિના ગુણોનો પ્રકાશ મનુ-ષ્યોના મનપર વિશેષતઃ મજબૂત અસર કરે છે."

---

## રા. રા. ત્રિભુવનદાસ મોતીચંદશાહ.

**જન્મભૂમિ.**—જુનાગઢ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૫, ઇ. સ. ૧૮૪૯.

**જ્ઞાતિ.**—દશા શ્રીમાલી વાણિયા.

તેઓની બાલ્યાવસ્થામાં તેઓ સાધારણ સ્થિતિના હતા, તોપણ પોતાની કેળવણી સંપાદન કરવાની અભિલાષાથી તેઓએ જુનાગઢની ગૂજરાતી નિશાળમાં સ્વભાષાનો અભ્યાસ કર્યો હતો. ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન લેવાની અભિલાષાથી રા. રા. મથુરાદાસ ભગવાનદાસ બક્ષીની સહાયતાથી જુનાગઢ સરકારની મદદ મેળવી, સને ૧૮૬૪ માં તેઓ રાજકોટ ગયા, અને ત્યાં કેટલીક મુસીબત વેઠવા છતાં તેઓ મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવાને શક્તિવાન થયા પછી રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદની સહાયતાથી તેઓ એલ્ફિનસ્ટન કૉલેજમાં દાખલ થયા; પણ મિ. ઉત્તમરામ માસ્તરની, પાછળથી તેઓ તેમની યોગ્યતાના વિચારો કરેલી ભલામણને અનુસરી ગ્રાંટ મેડિકલ કૉલેજમાં દાખલ થયા આ શિક્ષણ પણ તેમને ખરેખર અનુકૂલ પડયું. પેહેલી એલ. એમ. ની પરિક્ષામાં સને ૧૮૬૯ માં પેહેલે નંબરે પાસ થયા; અને ૧૮૭૦ માં પોતાનાં લગ્ન થવા પછી, સને ૧૮૭૧ માં સેકન્ડ એલ. એમ. ની પરીક્ષામાં પણ પેહેલે નંબરે પસાર થઈ યુનિવર્સિટી તરફથી સારૂં ઇનામ તથા એક સોનાનો ચાંદ કુશલતાના ચિન્હ તરીકે પામ્યા.

૧૮૭૨ માં તેઓને મુંબઇમાં (સરકારી) સબ આસિસ્ટંટ સરજ્યનની જગા મળી, અને થોડા સમયનેમાટે તેઓએ આકટિંગપણે ભિંડીમાં કામ કર્યું; ત્યારબાદ બાટલીવાળાની હૉસ્પિટલમાં રહ્યા, અને કેલવા માહિમની દવાશાળાના ડાકટર તરિકે સને ૧૮૭૨ માં તેઓની નિમણુક થઈ. સને ૧૮૭૬ માં કાઠિયાવાડમાં વઢવાણ કાંપમાં તેનની બદલી થઈ, અને ત્યાં કેટલીક પ્રજાપ્રિયતા મેળવ્યા પછી તેઓ અમદાવાદની મેડિકલ સ્કૂલમાં શિક્ષક તરિકે નિમાયા. ત્યાં પોતાની કુશલતાથી તથા સરલ પ્રકૃતિથી તેઓએ વિદ્યાર્થીઓની તથા પ્રજાની સારી પ્રીતિ સંપાદન કરી. આંખના દર્દોને માટે તો તેઓ આ સ્થલે ઘણા પ્રખ્યાત થયા.

ઈ. સ. ૧૮૮૫ માં સંસ્થાન જુનાગઢના નવાબ સાહેબના નિમંત્રણથી તેઓને જુનાગઢના ચિફ મેડિકલ ઑફિસરની જગા મળી.

તેઓએ "શારિર અને વૈદકશાસ્ત્ર" તથા "માને શિખામણ" અને "આરોગ્યતા તથા સ્વચ્છતા", એ ત્રણ પુસ્તકો રચીને પ્રસિદ્ધ કર્યાંછે. જે દેશી તથા પરદેશી વૈધકના આનુભવિક તેમ પ્રક્રિયાવાન જ્ઞાનમાટે પ્રસિદ્ધ છે.

---



રા. રા. મણીલાલ નભુભાઈ.

# રા. રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી (દવે.)

**જન્મભૂમિ.**—નડીઆદ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૧૪ ભાદ્રપદ કૃષ્ણ ચતુર્થી; વર્તમાનવય ૩૧.

**જ્ઞાતિ.**—સાઠોદરા નાગર બ્રાહ્મણ; ઋગ્વેદીય શાંખાયન શાખા, આશ્વલાયન સૂત્ર, પંચપ્રવર, શાર્કરાક્ષ ગોત્ર.

એમના પ્રપિતા દવે ભાઈલાલ ગણપતરામે સરકારી નોકરીથી પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠાને એમના પિતા નભુભાઇએ ક્રમવૃદ્ધયાદિ વ્યાપારથીજ અધિક શોભાવી. રા. મણિલાલે ચાર વર્ષના વયથી ગામઠી નિશાળે અભ્યાસ આરંભ્યો હતો. ૧૭ વર્ષની વયે અંગરેજી સાત ધોરણ પૂર્ણ કરી મેટ્રીકયુલેશનમાટે મુંબઈ ગયા (૧૮૭૫). ચોથા ધોરણસુધી તેઓ અભ્યાસ કરવે મંદ હતા, પણ પાંચમા ધોરણથી, હેડમાસ્તર શેઠ દોરાબજી ગિમીસહિત સર્વે શિક્ષકોની સર્વોત્તમ પ્રીતિ તેમનાજ ઉપર હતી. મેટ્રીકયુલેશનમાં તે નપાસ થયા તેનું કારણ જાણવા જેવું છે. આજના નિપુણ સંસ્કૃતજ્ઞ પ્રોફેસર રા. રા. મણિલાલને સ્કુલમાં સંસ્કૃત ઉપર એવો અનાદર હતો કે તે વિષય ચાલે ત્યારે કલાસમાંથી પણ ઉઠી જતા. બાલ્ય કૌશલ્યમાં પણ ઉત્તમ બુદ્ધિનાં અંકુર દેખી તેમના શિક્ષક રા. છબીલારામ દોલતરામ દીક્ષિતે તેમને અતિઆગ્રહથી તેમનાજ પિતૃવ્ય શાસ્ત્રી રવિશંકર ધીરજરામ પાસે અભ્યાસ આરંભાવ્યો, અને, પોતે પણ, બહુશ્રમ કરી, માત્ર એકજ વર્ષનો અભ્યાસ છતાં, મેટ્રીકયુલેશનમાં સંસ્કૃત લેવરાવ્યું. નપાસ તો થવાયું પણ બીજા એક વર્ષમાં સસ્કૃતનો એવો સારો અભ્યાસ વધ્યો કે તેમને તથા તેમના સહાધ્યાયી રા. છગનલાલ પંડ્યાને ઉદ્દેશી રા. છબીલારામે ઉચ્ચારેલું ભવિષ્ય "આ છોકરા કોલેજમાં ઘોડાગાડીમાં બેઠા હોય તેમ ચાલ્યા જશે" એ અક્ષરશઃ ખરૂં પડયું. ૧૮૭૬ માં આખી મેટ્રીકયુલેશનમાં બીજે નંબરે રા. મણિલાલ પાસ થયા, અને "કહાનદાસ મંછારામ" સ્કોલરશિપ પામ્યા; તથા "રાવશ્રી પ્રાગમલજી" સ્કોલરશિપમાટે યોગ્ય છતાં, તેને લીધેજ તે ભોગવી શકયા નહિ. કહાનદાસ મંછારામ સ્કોલરશિપ છોડી દઈ તેઓ મુંબઈની એલિફ્સ્ટન કોલેજમાં દાખલ થયા; ત્યાં બી. એ. થતાંસુધી ઉત્તરોત્તર સારી સ્કોલરશિપ તેમને મળ્યાં કરતી. એફ્. ઇ. એમાં મોરલ ફિલોસોફીના વિશેષવિષયસહિત તેઓ, અનેક અડચણનેલીધે, ધારેલા પ્રથમ નંબરને બદલે ત્રીજે ચોથે નંબરે, પાસ થયા. બી. એ. માં પણ ઇતિહાસ તથા અર્થશાસ્ત્રના વિશેષવિષયસહિત, આખી

પરીક્ષામાં બીજે, અને સેકંડકલાસમાં પ્રથમ નંબરે, પાસ થયા. તથા વિશેષવિષયમાં પ્રથમ પ્રકારની નિપુણતામાટે "જેમ્સટેલર" પ્રાઇઝ પામ્યા. તે પછી તેમની નિપુણતાના યોગ્ય સત્કારાર્થે તેમને કોલેજમાં આનરરી ફેલોનું પદ આપવામાં આવ્યું. રા. રા. મનઃસુખરામ સૂર્યરામ અને રા. મણિલાલનાં કુટુંબીઓને દીર્ઘકાલથી બહુ પરિચય હતો, તેમાં રા. રા. મનઃસુખરામભાઇની દેખરેખમાંજ રા. મણિલાલ મુંબઈમાં રહેતા તેથી તે તેમના અધિક પ્રીતિપાત્ર થયા; અને તેમનાદ્વારા તેમના મિત્રમંડલમાં પણ સારી સંભાવના પામ્યા. રા. મણિલાલને વિશેષે કરી ઇતિહાસ તથા ફિલસુફી અને સંસ્કૃત, અંગરેજી, ગૂજરાતી, ભાષાનો બહુ પ્રેમ હતો, ને બી. એ. થયા પછી ધંધે લાગવાની બહુ જરૂર હતી. થોડાજ માસ ફેલોનું કામ કર્યા પછી, રા. રા. મનઃસુખરામભાઇએ તેમને ભાવનગરના નાયબ દીવાન રા. રા. વિજયશંકર ગૌરીશંકરના ખાનગી સેક્રેટરીનું પદ અપાવ્યું. પણ ત્યાં જવાને દિવસેજ તેમને પોતાના વતનમાં, અને પોતે ભણેલા તે શાળામાં, આસિસ્ટંટ માસ્તરની જગો મળી (૧૮૮૦). ત્યાં છએક માસ કામ કર્યા પછી મુંબઇની ગૂજરાતી નિશાળોના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તેઓ ઠર્યા, અતિ, પ્રીતિ સંપાદન કરી બહુ માન વચ્ચે એ નોકરી છોડી, તેઓ ભાવનગર સામળદાસ કોલેજમાં સંસ્કૃત પ્રોફેસર થયા (૧૮૮૫). એજ સંધિ ઉપર વડોદરાના વર્નાકયુલર શાળાના ડાયરેકટરની જગોમાટે મહારાજા સયાજીરાવ સાથે તેમને વાત ચાલતી હતી પણ તેમણે આખરે ભાવનગર જવુંજ લાભકારી ધાર્યું હતું. વચમાં પોરબંદરના કારભારી તરીકે તેમને લઈ જવા વાત થઇ હતી, પણ એ અવ્યવસ્થિત રાજ્યમાં પોતાની ઉગતી આબરૂને, મિત્રોની સલાહથી, ઝુકાવી નહિ હતી.

મેટ્રીકયુલેશનમાં પાસ થતા પૂર્વેજ "શિક્ષાશતક" નામનું નાનું કવિતાનું પુસ્તક છપાવ્યું હતું. અભ્યાસ પૂર્ણ કરી બી. એ. થયા પછી ભવભૂતિના "માલતી માધવ" નું સમશ્લોકી સટીક ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું; અને મુંબઈમાં ડેપ્યુટી હતા તેવામાં એજ કવિની ઉત્તમ પ્રસાદી "ઉત્તરરામચરિત" લોકોને પ્રિય કરી; સ્વકલ્પિત "કાન્તા" નાટક રચ્યું; તથા "પૂર્વદર્શન" એ નામે ઇતિહાસનું શાલોપયોગી પુસ્તક પણ લખ્યું. ઉત્તર વિભાગના એ. ઈન્સ્પેકટર સાહેબે ગૂજરાતી વાચનમાલા સંબંધે તેમનો અભિપ્રાય માગેલો, તેના ઉત્તરને આધારે, "સજેસ્ચન્સ" એ નામનું અંગરેજી ચોપાનિયું પ્રસિદ્ધ કર્યું; તથા કન્યાશાળાની નવી યોજના બાબત એક પત્ર ફેરવ્યું. ગૂજરાતી વાચનમાલા સુધારવામાટે, તથા સ્રીશિક્ષણનાં ધોરણ સમૂલ બદલાવવામાટે,

એ ગૃહસ્થને બહુ ખંત છે. એમનાં "સજેસ્ચન્સ" વિષે, મી. લીવારનર ડાયરેક્ટર હતા ત્યારે, કેટલીક ચર્ચા ચાલી હતી, ને તેમણે એમની વાત બહુ રીતે સ્વીકારી દ્રવ્યના અભાવે તેનો અમલ કરવાની અડચણ જણાવી હતી. હાલમાં વડોદરા સરકાર નવી વાચનમાલા યોજનારછે, તેમાં રા. મણિલાલને કેટલુંક અગત્યનું કામ સોંપ્યું છે એ બહુ ખુશીની વાત છે. ડેપ્યુટી હતા તેવામાં "ગૂજરાતી સોશીઅલ યુનીઅન," "શેઠ ગોકુલદાસ તેજપાલ ધર્મખાતા" ની મેનેજીંગ કમીટી, "લોકલસેલ્ફ ગવર્મેંટ કમીટી," ઇત્યાદિમાં સભાસદ હોઈ સારો ભાગ લેતા, તથા "બુદ્ધિવર્ધક" સભા પુનઃ સજીવન થવા પામી હતી તેના મંત્રી હતા. શિક્ષણપદ્ધતિ સુધારવામાટે તેમણે "ટીચર્સએસોસીએશન" ગૂજરાતી શાળાના માસ્તરોનું સ્થાપ્યું હતું, તેના પ્રમુખ હતા. નોકરી તથા આ બધાં કાર્યો છતાં, તેમનો અભ્યાસ અખંડિત હતો. તેઓ સંસ્કૃત તત્ત્વશાસ્ત્રો વિચારવા શાસ્ત્રી ભીમાચાર્યને નિરંતર પાસે રાખતા, તથા પંડિતશ્રી ગટ્ટૂલાલજીનો પણ સમાગમ રાખતા; ભાવનગરમાં પણ શાસ્ત્રી ભાનુશંકર તેમની સમીપ રહેતા. વ્રજભાષાનો પણ પરિચય ચલાવતા, તથા એક મુનસીને પાસે રાખી ઉર્દુ, ફારસી, પણ જોતા. "ગૂજરાતી," "સ્વદેશ વત્સલ," "આર્ય જ્ઞાનવર્ધક" ઈત્યાદિમાં તે લખતા; અને મેસ્મેરિઝમના પ્રયોગ પણ એજ વખતમાં અનુભવતા. એ સંબંધેજ તેઓ "થીઓસોફિકલ સોસાઇટી" ના મેંબર થયા. ત્યાં એમણે "લોજીકઓફ કોમનસેન્સ" એ નામનો અંગરેજી નિબંધ વાંચ્યો હતો, જે બહુ પસંદ પડવાથી મંડલીએજ પ્રસિદ્ધ કર્યો હતો. એજ એમના પ્રખ્યાત "રાજયોગ" નો એક વિભાગ છે.

તે ભાવનગર ગયા તેવામાં પુનર્લગ્નની વાત ફરીથી ચર્ચાતી હતી, ને તે બાબત કાયદો કરાવવાનો પ્રયત્ન ચાલતો હતો. એ બધાની વિરુદ્ધ "નારીપ્રતિષ્ઠા" પ્રસિદ્ધ કરી, તથા ધર્મવ્યવહાર સાહિત્ય આદિનેમાટે પોતે તેજ વર્ષે સ્થાપેલા "પ્રિયંવદા" નામે માસિકમાં, તેમજ મુંબઈના "એડવોકેટ" માં અને કલકત્તાના "એકો" માં કેટલુંક લખાણ કર્યું. આ સમયથી રા. મણિલાલ જૂના ધર્માચારના પક્ષકાર તરીકે ઓળખાય છે. તેમને પ્રાચીન રીતિકૃતિ ઉપર બહુ શ્રદ્ધા છે, ને અદ્વૈતવેદાન્ત ઉપર અનન્ય પ્રેમ છે. તેમનો "રાજયોગ" આ વખતેજ પ્રસિદ્ધ થયોછે. એ ગ્રંથે યુરોપ અમેરિકામાં પણ એવી ખ્યાતિ મેળવીછે કે છેલી વીએના ઓરિયેન્ટલ કોન્ગ્રેસ સંબંધે દા. બુલરે કાઠીઆવાડ તરફથી એમજ માગણી કરી હતી કે "રાજયોગના કર્તાને મોકલી આપો." યોગાનુયોગે જવું થયું ન હતું, પણ એ સમયથી

એમના લેખ ઇત્યાદિ સર એડવીનઆર્નોલ્ડ, સરમોનીઅરવિલીઅમ્સ, ડા. મેક્ષમૂલર, પ્રો૦ વ્હીટની, ડા૦ રોસ્ટ ઈત્યાદિ વિદ્વાનો તરફથી બહુ-પ્રશંસા પામે છે. પછી મુંબઇના સરકારી કેળવણી ખાતાએ "તર્ક-કૌમુદી" નામે સંસ્કૃત ન્યાયગ્રંથ અંગરેજી ટીકાસહિત તેમની પાસે તૈયાર કરાવ્યો, તેની પણ યુરોપ, અમેરિકામાં, વિદ્વાનોથી બહુ પ્રશંસા થઇ, અને અત્રે પણ કોલેજમાં તે બહુ ઉપયોગી થઇ પડ્યોછે. એ-વામાંજ વીએના યુનિવર્સિટી તરફથી "ઓરિયેન્ટલજર્નલ" નામે ત્રિ-માસિક નીકળવા માંડ્યું, તેમાં લખવા તેમને નિમંત્રણ થયું. અદ્વૈત વિષય તેમણે તેમાં કાંઈ લખ્યું પણ છે. એ બધા યોગોથી ૧૮૮૭ તથા ૧૮૮૮ બન્ને વર્ષ પ્રીવીઅસથી બી. એ. સુધીની મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં, તેઓ સંસ્કૃતના એક પરીક્ષક નિમાયા-ગૂજરાતીઓ-માંથી આવી પરીક્ષામાટે નિમાવાનું માન તેમનેજ પ્રથમ મળ્યું. એ પરીક્ષાના કાર્યમાં રોકાયા હતા તેવામાંજ "પ્રેમજીવન" પ્રસિદ્ધ કર્યું. એમની શરીરસ્થિતિ મૂલથીજ નિર્બલ છે. સ્કુલમાં, કોલેજમાં, તથા ડેપ્યુટી હતા ત્યારે, તેમણે બહુ કઠિન મંદવાડો ભોગવ્યા છે. પણ ભાવ-નગરનાં હવાપાણીએ તો તેમને બહુજ શિથિલ કરી નાખ્યા. ત્યાં જતાંજ તેમને દરદનો એવો ઉપાડ થયો, કે જેના એકાદ અનુક્રમમાં, ગતવર્ષે, તેમના દેહની કોઇને આશા ન હતી. એ છેલા મંદવાડમાં તેમણે પોતાનાં અતિ ઉત્તમ પુસ્તકો "પ્રાણવિનિમય," "સિદ્ધાન્ત-સાર," "મોનિઝમ ઓર અદ્વૈતિઝમ" રચ્યાંછે; અને બીજા અનેક અભ્યાસ ઉપરાંત પ્રિયંવદાને પણ બંધ પાડયું નથી. એમની વ્યાધિની વેદનાથી જોનારની આંખમાં પાણી આવતાં, છતાં એ ગૃહસ્થનાં ધૈર્ય, સહનશક્તિ, ઉત્સાહ, અતિ વિદ્યાવ્યસન, કાંઇ એવાં અલૌકિક જણાતાં કે તેજ તેનું જીવિત નીવડયાંછે. તેઓ સ્વભાવે આનંદી, માયાળુ, તથા સ્વતંત્ર છે. ભાવનગરની હવામાં હવે તેઓ જનાર નથી. એમના તરફથી શ્રીમદ્ભગવદ્ગીતાનું ભાષ્ય, ગુલાબસિંહ, સદ્વૃત્તિ, કાવ્યમયૂખ, એટલા ગ્રંથ પ્રસિદ્ધ થવાના જણાયાછે; પણ તે ઉપરાંત પાતંજલ યોગસૂત્રનું અંગરેજી વ્યાખ્યાન થીઓઓર્ફીકલ સોસઇટી માટે, તથા પ્રાચીન લેખ ઈત્યાદિના પુસ્તકની વ્યવસ્થા ભાવનગરના નાયબ દીવાનમાટે, કરવામાં તેઓ રોકાયલા છે એમ જાણવામાં છે.

---

## રા. બા. ગોપાલજી સૂરભાઇ દેશાઇ.

**જન્મભૂમિ.**—પૂણી, ડિસ્ટ્રીક્ટ સુરત.

**જન્મદિવસ.**—ઇસ્વિસન ૧૮૩૨.

**જ્ઞાતિ.**—( ભાઠેલા બ્રાહ્મણ. )

એઓએ પોતાના વતનમાં ગામઠી નિશાળે સાધારણ અભ્યાસ કર્યા પછી, સુરત સરકારી ગૂજરાતી સ્કૂલમાં બે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો. ગણિત વિષયમાં સારી કુશલતા જણાવ્યાથી તેવખતના સ્કૂલના સુપ્રિન્ટેન્ડેન્ટ મે. ગ્રીન સાહેબે ઈનામ તરીકે ફી માફ કરી ઇંગ્રેજી સ્કૂલમા તેમને મોકલ્યા. ત્યાં પાંચેક વર્ષ અભ્યાસ કર્યાબાદ એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રિન્સિપાલ મિ. હાર્કસ સાહેબની વાર્ષિક પરીક્ષામાં ગણિતના વિષયમાં પેહેલા વર્ગમાં પેહેલું ઇનામ મેળવ્યું. ત્યાર પછી તેઓએ નિશાળ છોડી તે સમયમાં કાઠિયાવાડમાં કેળવણી ખાતું સ્થાપવાની ગોઠવણ કર્નલ લાંગ સાહેબ કરતા હતા, તે સંબંધમાં બૉર્ડ ઓફ એજ્યુકેશનના હુકમથી એક નિશાળના મેહેતાજી તરિકે મિ. ગ્રેહામ સાહેબે રૂપિયા પચાસના પગારથી ગોપાલજીને, મોકલ્યા. જુનાગઢ અને પછી ધોરાજીની સ્કૂલના તેઓ મેહેતાજી હતા.

ઇ. સ. ૧૮૫૬ માં રાજકોટ ઇંગ્રેજી સ્કૂલના આસિસ્ટંટ માસ્તર તરીકે તેમને મિ. હોપ સાહેબે નિમ્યા. પછી પંચ મહાલના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર તરીકે તેઓ નિમાયા. જ્યાં સારી કુશલતા જણાવ્યાથી પચીસ રૂપીયાનો પગારમાં વધારો કરી ખાસ માન તરીકે રાવસાહેબનો ઇલકાબ સરકાર તરફથી તેમને આપવામાં આવ્યો. ઈ. સ. ૧૮૬૪ માં તેઓ ખેડા જીલ્લાના ડેપ્યુટી ઈન્સપેકટર તરિકે નિમાયા. અને ત્યાર બાદ સુરતની નવી ટ્રેનિંગ સ્કૂલ ઉપર નિમાવાનું લખાણ ચાલતું હતું, તેવામાં રાવસાહેબ પ્રાણલાલ મથુરાંદાસે રાજીનામું આપવાથી કાઠિયાવાડના ડેપ્યુટી ઇન્સપેકટરની જગો આગ્રહથી મિ. કર્ટિસ સાહેબે આપી. કાઠિયાવાડમાં તે સમયમાં ફક્ત ૫૫ નિશાળો હતી, જે વધીને હાલ ૮૫૩ થઇ છે. તેમાં રાવસાહેબનો ઘણોજ શ્રમ અને મળતાવડા સ્વભાવથી પ્રખ્યાતછે. એમાટે કર્નલ બાર્ટન સાહેબે ૧૮૮૨ ના “ગૂજરાત શાળા પત્ર” માં પોતાનો સંતોષ જાહેર કર્યો છે. કાઠિયાવાડનું કેળવણી ખાતું તેઓનેજ હાથે સ્થપાયું. ઈ. સ. ૧૮૮૨ ની સાલમાં “ રાવબહાદુર ” નો જીંદગી પર્યંતનો ખેતાબ મે. દાકતર બૂલર અને ઇ. જાઇલ્સ સાહેબની ભલામણ ઉપરથી મળ્યો હતો. અમદાવાદના એજ્યુકેશનલ ક-

મિશન આગળ સાહેદી આપવાને એમને પસંદ કરવામાં આવ્યા હતા. પ્રસંગ આવતાં તેઓ ઉત્તર વિભાગના આકટિંગ એ. ઇન્સ. તરીકે નિમાયા હતા, અને કાઠિયાવાડનો ચાર્જ પણ તેમની પાસેજ છતાં બન્ને હોદ્દાનું કામ ઘણુંજ સંતોષ કારક રીતે તેઓએ બજાવ્યું હતું, જેમાટે મિ. ડિરેક્ટર સાહેબે પોતાના રિપોર્ટમાં અનુમતિ જણાવેલી છે.

ઇ. સ. ૧૮૮૩ માં મિ. જાઇલ્સની ભળામણ ઉપરથી તેમની જગોનું નામ "આસિસ્ટંટ એજ્યુકેશનલ ઈન્સપેકટર" એમ રાખવામાં આવ્યું. ને તે જગો પણ તેમનેજ કાયમ રહી, જ્યાં તેઓ હાલ છે.

ઇ. સ. ૧૮૮૫ ની સાલમાં સરકારે તેમને મુંબઈની યુનિવરસિટીના ફેલો નિમ્યા હતા, અમદાવાદ ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી તથા ગૂજરાતી બુક કમિટીના મેમ્બર તરિકે પણ તેઓએ લોક હિતાર્થનાં કામો સારાં બજાવ્યાં છે.

---

## ૨૧. બા. મોહનલાલ રણછોડદાસ.

**જન્મભૂમિ.**—ભરૂચ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૮૮૪ ના ચૈત્ર સુદિ ૧૪ ઈ. સ. ૧૮૨૮.

**જ્ઞાતિ.**—મોઢવાણિયા.

એઓની વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાક્ષેત્ર હાલના જેવું વિશાળ ન હતું, પણ સદ્ભાગ્યે મ્હોટાં કુળમાં જન્મ્યાથી કેળવણી આપવા પાછળ એમના પિતામહ ગિરિધરભાઇએ તથા એમની માતુશ્રીનાં માની કાકી સદાબાઈએ સારો શ્રમ લીધો હતો.

નાની વયથીજ અભ્યાસ આરંભી ગૂજરાતી તથા સમયાનુસાર ઉત્કૃષ્ટ અંગ્રેજી, અને ખાનગી રીતે કાંઇક મદ્રાસી, હિંદુસ્તાની, સંસ્કૃત એમ તેઓ શીખ્યા હતા. એમનો શાલાનો અભ્યાસ બહુ પ્રશસ્ય અને ઉત્તમ હતો. સુરત હાઈસ્કુલમાં કાંઈક કાલ રહી મુંબઈ એલ્ફિન-સ્ટન કૉલેજમાં દાખલ થયા, અને સન ૧૮૫૦ સુધી ત્યાં બહુ ઉત્તમ રીતે અભ્યાસ કર્યો, તે વખતમાં બાળ ગંગાધર શાસ્ત્રીનું મૃત્યુ થવા પછી મી. દાદોબાના ઉપરીપણા નિચે ચાલતા "નૉર્મલ કલાસ" માં "બોર્ડ ઑવ એજ્યુકેશને" એમની યોગ્યતા જોઇ એમને ગણિત-શિક્ષક નિમ્યા હતા. કૉલેજનો અભ્યાસ પુરો થયા પછી એલ્ફિનસ્ટન ઈન્સ્ટિટયુશનમાં શિક્ષક તરિકે સન ૧૮૫૦ માં નિમાયા, અને ઇ. સ. ૧૮૫૩ માં સુરત હાઈસ્કુલના હેડમાસ્તરે મિ. ગ્રેહામે તેઓને પગાર વધારી પોતાના હાથ નીચે પેહેલા આસિસ્ટંટની જગા આપી.

મુંબઈમાં તેઓએ પોતાના અભ્યાસના વખ્તમાં દેશહિતકારી કાર્યોમાં પણ શ્રમ લીધો હતો. જ્ઞાન પ્રસારક સભા, બુદ્ધિવર્ધક સભા, વિગેરેના સભાસદ તથા દાદીશે.ઠ અગીઆરીની જ્ઞાનપ્રસારક સભા, જે પારસીઓએ સ્થાપન કરી હતી, તેમાં તેઓ પ્રમુખ હતા, અને વખતે વખતે ભાષણો પણ આપતા હતા. સને ૧૮૫૧ માં સ્ત્રી કેળ-વણીનો પ્રસાર થવા "સ્ટુડંટ્સ સોસાયટી" એ શ્રમ લેવા માંડ્યો, તેમાં હિંદુની કન્યાઓને અભ્યાસ કરાવવા તેઓ સવાર સાંઝ જતા.

ઇ. સ. ૧૮૫૩–૫૫ સુધી સુરત ઇંગ્રેજી સ્કૂલમાં પેહેલા આસિટંટ માસ્તરનું કામ સંતોષકારક બજાવ્યા પછી, તેમની કાબલિયત સર ટી. સી. હોપ સાહેબે જોયાથી દક્ષિણ વિભાગના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેકટર મિ. ગ્રેહામે રાજીનામું આપવાથી તેમની જગા એમને આપી,

એટલુંજ નહીં પણ તેમની લાયકાતને માટે સરકારમાં ભલામણ કરી "રાવ સાહેબ" નો ખેતાબ એમને એનાયત કરાવ્યો.

ઇ. સ. ૧૮૫૬ થી ૧૮૮૮ સુધી એ જગો ઉપર રહી, છેવટ તેમણે પેનશન લીધું, ત્યારે તેમનો હોદ્દો પેહેલા વર્ગના ડેપ્યુટીનો હતો; વચમાં તેઓને બે ત્રણ વખત ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરનું કામ કરવાનો પ્રસંગ પણ મળેલો હતો. તેઓની સારી નોકરીની કદર જાણી ઈ. સ. ૧૮૮૭ ના કેળવણી ખાતાના વાર્ષિક રિવાજમાં ડિરેકટર સાહેબ મિ. ચેટફિલ્ડે નીચે પ્રમાણે નોંધ લીધીછે.

"રાવસાહેબ મોહનલાલે ૩૮ વર્ષ નોકરી કરી પેનશન લીધું છે. એ અરસામાં પોતાની હોશીઆરી, પ્રમાણિકપણું અને રાસ્તીને માટે પંકાયાછે, અને એઓ જેમના સંબંધમાં આવ્યાછે, તે સઘળાનો ભરોસો અને પ્રેમ નિરંતર સંપાદન કર્યોછે, એમનાં પેનશન લેવાથી આ ખાતામાં એક મ્હોટી ખોટ પડીછે, પરંતુ એમની નોકરીની નોંધ એક દૃષ્ટાંત રૂપ રહેશે; જેનું અનુકરણ બીજાને કરવા યોગ્ય થઈ પડશે."

એઓએ "મરેઠાની ખબર ભાગ ૧ તથા ૨, ડેવિસકૃત ઇંગ્લંડનો ઇતિહાસ, એશિયાખંડનું વર્ણન, કરસનદાસ મૂળજીના "પૉકેટ ગૂજરાતી અને ઇંગ્રેજી કોષ" ની સુધારેલી આવૃત્તિ, સ્ત્રી કેળવણી તથા "ઇલેકટ્રિક ટેલિગ્રાફ" વિષે બુદ્ધિવર્ધક ગ્રંથ, તથા બીજા ચોપાનિયામાં લખેલા વિવિધ વિષયો ઇત્યાદિક લખેલુંછે. ગ્રીન ખગોળ વિદ્યા, તથા ચિન વાકયાવળી રચવામાં પણ એમની મદદ હતી. મિ. ગ્રેહામને "મિકેનિકલ પ્રોબ્લેમ્સ" નો તરજુમો કરી આપ્યો હતો, જે અદ્યાપિ છપાયો નથી. મિ. હોપ સાહેબની દેખરેખ નીચે સને ૧૮૫૭ માં ગૂજરાતી વાચનમાળાની એકથી સાત ચોપડીઓ, અંકગણિત, અક્ષર ગણિત, કથિત પાઠમાળા, વિગેરે પુસ્તકો રચવામાં તેઓ પણ સામીલ હતા. એ સાહેબે જે બુક કમિટી નિમી હતી, તેમાં મુખ્ય લખનારા રા. સા. મહિપતરામ તથા રા. સા. મોહનલાલ એ બેજ હતા, અને એ આખી વાંચનમાળા શુદ્ધ છપાવવાનું કામ એકલા રા. સા. મોહનલાલનેજ મુંબઇમાં સોપ્યું હતું.

ઇ. સ. ૧૮૭૪ થી એટલે કે, નવો મ્યુનિસિપલ એકટ પસાર થયો ત્યારથી, નોકરી છોડતાં સુધી તેઓ સુરત મ્યુનિસિપાલિટીના કમિશનર હતા, અને અલાહબાદમાં મળેલી "નેશનલ કૉનગ્રેસ" માં સુરતના એક પ્રતિનિધી તરીકે ગયા હતા, અને ત્યાં કોનગ્રેસની "સબજેકટ કમિટી" માટે ગૂજરાતના એક પ્રતિનિધી દાખલ તેઓ ચુંટી કહડાયા હતા.

---



રા. સા. મહિપતરામ રૂપરામ. સી. આઈ. ઈ.

## રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ. સી. આઈ. ઈ.

**જન્મભૂમિ.**—સુરત.

**જન્મદિવસ.**—સંવત્ ૧૮૮૬ ના માર્ગશીર્ષ સુદિ સાતેમ.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર ઋગ્વેદ, શાખાયની શાખા, ઐજવાપસ ગૌત્ર.

એઓનાં લગ્ન બાલ્યાવસ્થામાંજ એટલે છ વર્ષની ઉમ્મરે કરવામાં આવ્યાં હતાં, તે પછી સુરતમાં ભયંકર આગ લાગવાથી તેમની પૂર્વજોની હવેલી બળી ગઇ હતી; જેથી તેઓને ઘણું નુકસાન ખમવું પડયું હતું. પોતાની બાલ્યાવસ્થાએ સૂરતની ગામઠી સ્કૂલમાં ગૂજરાતી ભાષાનો સાધારણ અભ્યાસ કરી, તેઓ ઇંગ્રેજી સ્કૂલમાં દાખલ થયા, ત્યાંના હેડમાસ્તર હેનરી ગ્રીન સાહેબ અને આસિ. માસ્તર દાદોબા પાંડુરંગના હાથ નિચે કેળવણી લીધા પછી, મુંબઇની ગ્રાંટ મેડિકલ કાલેજમાં તેઓએ જવાની ઈચ્છા કરી, પણ તે પાર પડી નહીં, અને રૂપિયા ચારના પગારથી માનીટરની જગા તેજ સ્કૂલમાં લીધી. પછી ચૌદ રૂપિયાના પગારની આસિસ્ટંટ માસ્તરની જગા મળી. થયેલા પગારના રૂપિયા એકઠા કરી સને ૧૮૫૨ માં મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરવાને તેઓ ગયા. જ્યાં તેઓને મેહેતાજી દુર્ગારામ સાથે મૈત્રી થઇ તેઓની સાથે પ્રિન્સીપાલ હાર્કનેસ સાહેબને મળવા ગયાથી, તેઓએ એલ્ફિન્સ્ટન સ્કુલમાં રૂપીયા પંદરની આસિ. માસ્તરની જગા આપી. નોકરી જોડે એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવાની પરિક્ષાનો અભ્યાસ કરી, તેમાં પાસ થતાં, નોકરી છોડી દઇ તેઓ કૉલેજમાં દાખલ થયા, જ્યાં તેમને રૂપિયા દશની કલેર સ્કાલરશિપ મળી. બીજી વાર્ષિક પરીક્ષામાં તેઓ પાસ થવાથી રૂપિયા પંદરની વેસ્ટ તથા રૂપિયા દશની ગાયકવાડ સ્કાલરશિપ પણ મેળવી. એ વર્ગની પરિક્ષામાં પાસ થઇ ઉપલા વર્ગમાં જવાથી નામેલ સ્કૉલરશિપ તેઓને મળી. એ વર્ગમાં પણ પાસ થવાથી રૂપિયા ચાળીશને દરમાયે એલ્ફિન્સ્ટન હાઇસ્કુલમાં જગા મળી. તેઓ મુંબઇમાં ઉત્સાહથી બુદ્ધિવર્ધક સભા, જ્ઞાન પ્રસારક મંડળી તથા સ્ટુડંટ લિટરરી અને સાયનિફિક સોસાયટી વિગેરેમાં દાખલ થયા હતા, ત્યાં તેઓએ સ્વદેશ સેવા બજાવવામાં ઉલટથી ભાગ લીધો હતો, અને મિ. કરસનદાસ મૂળજી વિલાયત ગયા, તેની ગેરહાજરીમાં તેઓ "સત્યપ્રકાશ" ના એડિટર થયા. તે વખતના સ્તુતિપાત્ર વિષયોથી કોઇ સખી પારસી ગૃહસ્થે ખુશી થઈ

પોતાનું નામ જણાવ્યા વગર રૂપિયા બશેંહનું ઇનામ તેઓને મોકલાવ્યું હતું.

મિ. હાવર્ડ સાહેબ ડિરેકટર ઑવ્ પાબ્લિક્ ઇન્સ્ટ્રકશન હતા, તેમને તેઓ ગૂજરાતી ભાષાનો અભ્યાસ કરાવતા હતા, અને તેથી લૉકલાસનો અભ્યાસ છોડી દઈ કેળવણી ખાતાં સાથે તેમનું જોડાવું થયું, સને ૧૮૫૭ માં તેઓ અમદાવાદ હાઇસ્કૂલના આકિટંગ માસ્તર નિમાયા, અને પછી હોપ સાહેબની ભલામણથી ડેપ્યુટિ ઍન્જ્યુકેશનલ ઇન્સ્પેકટર થયા. મિ. હોપકૃત ગૂજરાતી વાચનમાળા રચવામાં, સામેલ થઈ, તે રચાઈ રહ્યાબાદ, બેઉ સાહેબોના ખર્ચથી તેઓ ૧૮૬૦ માં ઇંગ્લાંડ ગયા. ત્યાં ટ્રેનીંગ કૉલેજોમાં અભ્યાસ કરી પાછા આવતાં અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલની જગા તેમને મળી, તે જોડે તેમને ગૂજરાતી કેળવણી ખાતાંના ત્રાન્સલેટરની જગા પણ આપવામાં આવી. તેઓએ તે વખ્તમાં ગૂજરાતી નિશાળોને સારૂ તેમના ઉપરીની પરવાનગીથી "ગૂજરાતશાળાપત્ર" ચલાવવા માંડયું હતું, પણ પાછળથી છોડી દીધું હતું અને હાલ ફરિથી તે તેમને સોંપાયું છે.

તેઓના ઇંગ્લંડના પ્રવાસથી કેટલાંક વર્ષો સૂધી તેમને જ્ઞાતિસંસર્ગ થયો નહીં હતો, પણ પાછળથી મહા મુશીબતે તેઓ પાર પડ્યા હતા, તેઓએ દુર્ગારામ ચરિત્ર, તથા મહિપતરામ વિલાયત જવા વિષે નિબંધ તથા બીજાં પણ પુસ્તકો રચ્યાં છે, અને ઘણા લોકોપયોગી કાર્યો કરી તેઓએ સુયશ મેળવ્યો છે. જે વાતને સત્યરૂપે ગ્રહણ કરી હોય તેને સાંગોપાંગ યથાશક્તિ પારપાડવાની દૃઢતા એ ગૃહસ્થમાં ઘણીછે, ને તેથી તેમ તેઓ આ દેશના ઘણાક કંઇક સમજદાયક રીતરીવાજ સામે લાંબી મુદતથી ઘણી અડચણો વેઠીને પણ લડાઈ કર્યા કરેછે. એમની શુદ્ધ ઇચ્છા, સ્વતંત્ર બુદ્ધિ, અને પ્રમાણિક કાર્યપરાયણા એ સર્વેથી તેમનું પરમ યશોમૂલછે.



રા. રા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ.

# રા. સા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

**જન્મભૂમિ.**—ઉમરેઠ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૦ ના આષાઢ વદ ૫.

**જ્ઞાતિ.**—ખડાયતા વાણિયા.

એમણે બાલ્યાવસ્થામાં ગામઠી નિશાળમાં પ્રથમ અભ્યાસ કર્યો. તે પછી તેર વર્ષની ઉમ્મરે સરકારી નિશાળમાં દાખલ થઈ તેના સઘળા વર્ગ છ માસમાં પસાર કર્યા. એ વખતે ગુજરાતી નિશાળોમાં ઊંચો અભ્યાસ ચાલતો તેથી પેહેલા વર્ગમાં તે ગણિતમાં ભૂમિતિ, બીજગણિત વગેરે શીખ્યા અને ગુજરાતી ભાષાનો પણ સારો અભ્યાસ કરવાની તક મળી. કવિતા બનાવવાનો, વિષયો લખવાનો, ને ભાષણો કરવાનો શોખ નિશાળમાં લાગ્યો હતો. થોડા માસ નિશાળમાં આસિસ્ટંટની જ નોકરી કર્યા પછી અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા. ત્યાં રાવસાહેબ મહિપતરામ વિલાયતથી આવ્યા કે તુર્ત પ્રિન્સિપાલ નીમાયા અને ટ્રેનિંગ કૉલેજને વરનાક્યુલર કૉલેજ કરવામાં આવી તેથી ત્યાં ઊંચી જાતનો અભ્યાસ કરવાની તક મળી. ગુજરાતશાળાપત્ર નામનું ચોપાન્યું રાવસાહેબ મહિપતરામે પ્રકટ કરવા માંડ્યું, તેમાં હરગોવિંદદાસે ઘણો ભાગ લીધો હતો. કૉલેજનો અભ્યાસ ક્રમ પુરો થયા પછી તેમને પ્રાક્ટિસિંગસ્કુલના હેડ માસ્તરની જગા મળી. અંગ્રેજી જ્ઞાન માત્ર ત્રણ ચાર ચોપડીનું થયેલું તેથી આગળ જતાં શ્રેય થવાનું નહિ એવી રા. મહિપતરામ વગેરેની સલાહ મળતાં તે નોકરી છોડી ૨૧ વર્ષની ઉમ્મરે હાઇસ્કુલમાં અંગ્રેજી ભણવામાટે દાખલ થયા. એ અરસામાં તેમણે "પાણીપત" નામક ઐતિહાસિક કાવ્યનું પુસ્તક પ્રકટ કર્યું. જેની ઘણી આવૃત્તિઓ છપાઇ છે. હાઇસ્કુલમાં સુમારે છ માસ સુધી અભ્યાસ કરી મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવા સન ૧૮૬૫ માં ગયા, પણ તે વર્ષે નાપાસ થયા. હાઇસ્કુલમાં વિશેષ રહેવાની જરૂર ન જણાયાથી તેમણે ટ્રેનિંગસ્કુલમાં આસિસ્ટંટ માસ્તરની જગા લીધી અને અંગ્રેજી અભ્યાસ ખાનગી રીતે તથા પ્રોવિન્સિયલ કૉલેજમાં જારી રાખ્યો. બીજે વર્ષે મેટ્રિક્યુલેશન પસાર કરી એટલે ટ્રેનિંગ કૉલેજના પેહેલા આસિસ્ટંટની જગા મળી. પુના કૉલેજમાં દાખલ થવા તૈયારી કરી પણ કેટલાક મિત્રોની સલાહથી તે વિચાર છોડી દીધો. પછી મદ્રાસ જઇ એફ. ઈ. એ. વગેરેની પરીક્ષા આપી આવવાને ઇરાદે અભ્યાસ

આગળ ચલાવ્યો, પરંતુ આરોગ્યતામાં ખલેલ થવાથી તે કામ પણ કેટલીક મુદત પછી છોડી દેવું પડયું. સ્પેકટેટરના ધોરણ ઉપર ટીકાકાર નામનું પખવાડીઆ પત્ર કાઢવામાં આવ્યું, તેમાં તેમણે ઘણો ભાગ લીધો હતો. અમદાવાદમાં એ સમે સુધારાનો સપાટો ચાલતો હતો તેમાં તે સામેલ હતા. પ્રાર્થનાસમાજ બીજ રૂપ ચાલતી હતી તેમાં ભાગ લેતા. તેમના ખાસ મિત્ર મિ. લાલશંકર અને તેમણે મળી મોટું અંકગણિત અને નવું વ્યાકરણ પ્રકટ કર્યાં. સન ૧૮૬૮ માં તેમની બદલી તાલુકદારી સ્કુલના હેડ માસ્તર તરીકે થઈ. ત્યાં ત્રણ ચાર વર્ષ કામ કર્યું. દરમ્યાન કેટલીક મુદત રેવિન્યુ ખાતામાં નોકરી કરી. એ પછી ખેડા અને અમદાવાદના સબ ડેપ્યુટી ઇન્સ્પેકટરની જગા મળી. થોડા માસ કામ કર્યા પછી રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ સન ૧૮૭૩ માં નીમાયા. રાજકોટમાં પ્રાર્થનાસમાજમાં ભાગ લેતા તે પછી સ્વામી દયાનંદ સરસ્વતી પ્રેરિત આર્ય સમાજ સ્થાપન કરી. વિજ્ઞાન વિલાસના એડિટરનું કામ ચલાવ્યું અને દેશી કારીગરીને ઉત્તેજન ઉપર પુસ્તક લખ્યું, એટલુંજ નહીં પણ તે વિષે ઠેકાણે ઠેકાણે ભાષણો આપી ગુજરાતમાં તે વિષય ચરચાવ્યો. સન ૧૮૭૫ ના મે માસમાં તેમની બદલી શાળાખાતાના ઇન્સ્પેકટર તરીકે વડોદરે થઈ. ત્યાં સ્વદેશહિતવર્ધક સભા સ્થાપી દેશી કારીગરીને માટે અનેક પ્રયત્ન કર્યા. સન ૧૮૮૧ ના ડિસેંબર માસમાં વડોદરાના નામદાર મહારાજા સાહેબે અધિકાર ધારણ કર્યો તે વખતે હુન્નર કારીગરીનું પ્રદર્શન વડોદરામાં ઉઘાડવામાં આવ્યું હતું. તેના સેક્રેટરી એઓ હતા. પોતાના જ્ઞાતિલાઓને માટે ખડાયતા કેળવણી ફંડ ઉભું કર્યું. પુસ્તકમાળા લખવામાં ઘણો ભાગ લીધો. દેશી કારીગરોને ઉત્તેજન ભાગ ૨ જો, નીતિ અને લૌકીક ધર્મ, અને અંધેરી નગરીનો ગંધર્વસેન એ પુસ્તકો પ્રકટ કર્યાં. કન્યાશાળાઓને માટે ખાસ વાચનમાળા તૈયાર કરી (જે છપાઇ નથી) અને "પ્રાચીન કાવ્ય" નામનું ત્રિમાસિક કાઢયું. તેમને વડોદરામાં શાળાખાતાના ડિરેકટરની જગા સન ૧૮૮૫ ના જુલાઈ માસમાં મળી ને તે જગા ઉપર હાલ છે.

---



રા૰રા૰ હરિલાલ દામોદરદાસ

## રા૦ રા૦ હરિલાલ દામોદરદાસ.

**જન્મભૂમિ.**—કપડવણજ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૮૯૬ ના માહા સુદ ૧૫ સોમવાર.

**જ્ઞાતિ.**—દશા શ્રિમાળી વાણીઆ, મેશ્રી.

એ ગૃહસ્થની કેળવણીનો પ્રારંભ પાંચમા વર્ષથી થયો હતો. છેક બાલ્યાવસ્થાથી વિદ્યાભ્યાસપર તેમની એટલી બધી રૂચી હતી કે, જે ગામઠી નિશાળે તેમને મૂક્યા હતા, તે નિશાળમાં આશરે ત્રણસેં છોકરા અભ્યાસ કરતા હતા, ત્યાં પાંચ છ વર્ષની ઉમ્મરમાં પણ તેઓ સહવારમાં વહાણું વહાયા પેહેલાં એટલા બધા વહેલા ઉઠીને જતા કે, મહિનામાં ઘણા દિવસ તો નિશાળમાં તેઓજ સૌથી પેહેલા હાજર થતા. પુત્ર ઉપર પિતાની પ્રીતિ અતિશય હોય એ સ્વાભાવિક છે, તેમાં વળી તેમના પિતાની મોટી ઉમ્મરમાં તેમનો જન્મ થએલો હોવાથી તથા તેમના પિતાને તે વખતમાં તેઓ એકના એક પુત્ર હોવાથી તેમના ઉપર તેમના પિતાની બહુજ પ્રીતિ હતી, તેથી તેમની વૃત્તિપ્રમાણે ચાલવા દેતા, પરંતુ તેઓ અંધારામાં નિશાળે જાય ત્યારે, તેમને એકલા મોકલતાં જીવ ન ચાલવાથી તેમના પિતા પણ સાથે જતા, અને થોડાક નિશાળિયા એકઠા થતા, ત્યાર પછી પોતે પોતાને કામે જતા હતા. ગામઠી ગુજરાતી નિશાળમાં કરાવવામાં આવતો સઘળો અભ્યાસ પૂર્ણ કર્યા પછી દશમે વર્ષે તેમને સરકારી ગુજરાતી નિશાળમાં અભ્યાસ કરવા મૂક્યા. ત્રણ વર્ષમાં તો તેમણે એ નિશાળના છોકરાઓમાં પેહેલો નંબર મેળવ્યો, તથા દરએક વર્ષે જે જે વર્ગમાં હતા તે તે વર્ગમાં વાર્ષિક પરીક્ષામાં પેહેલા નંબરનું ઈનામ મેળવ્યું હતું. તે પછી ઇંગ્રેજી ભણવા ઉપર તેમનો ઘણો ભાવ થયો, પણ તે વખતમાં કપડવણજમાં ન્હાની પણ અંગ્રેજી સ્કૂલ નહિ, તેથી ઇંગ્રેજી ભણવામાટે અમદાવાદ ગયા વિના બીજો માર્ગ ન હતો, પણ તેમના પિતા પોતાની આંખ આગળથી તેમને એટલી ઉમ્મરમાં વેગળા ખસેડવાને જરા પણ રાજી નહિ હતા, તેથી તેમને અમદાવાદ મોકલ્યા નહિ. એ કારણનેલીધે બીજાં ચારેક વર્ષ નિશાળમાં રહીને તેમણે બનીશક્યો તેટલો ગુજરાતી ભાષા મારફતે અભ્યાસ કર્યો.

સને ૧૮૫૭ ની સાલના ફેબ્રુઆરી મહિનામાં અમદાવાદમાં પેહેલ વેહેલી નૉરમલ ક્લાસ સ્થાપન થઇ ત્યારે પરીક્ષા આપીને તેઓ એ ક્લાસમાં દાખલ થયા. જેટલા છોકરા એ ક્લાસમાં દાખલ થયા

તેઓમાં રા૦ હરિલાલ પેહેલે નંબરે પાસ થએલા હતા. તેમણે ગુજરાતીમાં બહુ કુશળતા મેળવેલી તે ઘણી પ્રસિદ્ધ હોવાથી રા૦ રણછોડભાઈ ઉદયરામને અને તેમને પત્ર વ્યવહાર ચાલતો અને પરિચય હતો. તેઓ આ પ્રસંગે અમદાવાદમાં અધિક સહવાસમાં આવ્યા, અને તે દ્વારે રા૦ રણછોડભાઈ આદિનું જય યશ પામેલું જે પ્રખ્યાત મિત્રમંડળ છે, તે સાથે તેમનો સંબંધ થયો. આશરે અઢી વર્ષ નૉરમલ ક્લાસમાં અભ્યાસ કર્યો, તેમાં પરીક્ષામાં તેઓજ બહુ કરી સર્વોપરી નિકળતા. ત્યાં પાસ થયા પછી ગુજરાતના કેળવણી ખાતામાં સુમારે સવાચાર વર્ષ નોકરી કરી તેમાંની છેલ્લી નોકરી શેહેર અમદાવાદમાં હતી. કવિતા કરવાનો અનુરાગ તેમને પ્રથમથીજ હતો, અને ગુજરાતી બહુ સારૂં લખેછે, એ વાત તે સમયમાં પણ પ્રસિદ્ધ હોવાથી, રાવસાહેબ મહીપતરામ રૂપરામની ગેરહાજરીમાં 'ગુજરાત શાળાપત્ર' નામના સરકારથી નિકળતા માસિક ચોપાનિયાના તંત્રીનું અને કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની ગેરહાજરીમાં ગુજરાત વરનાક્યુલર સોસાઈટી તરફથી નિકળતા 'બુદ્ધિપ્રકાશ.' નામના માસિક ચોપાનિયાના તંત્રીનું કામ કેટલાએક મહિનાસુધી તેમને સોંપવામાં આવ્યું હતું. તે તેમણે પોતાની નોકરીના કામની સાથે ચલાવ્યું હતું. અમદાવાદમાં તેવામાં શિલાછાપથી સર્વકામ થતું, પરંતુ આ સંધિમાં એક મુદ્રાલય પણ ત્યાં આવ્યું. તેમાંથી એક વર્ત્તમાનપત્ર કાઢવાની ગોઠવણ થઈ, તેના પ્રથમ તંત્રી રા૦ હરિલાલનેજ ઠરાવ્યા હતા.

અધિક યોગ્યતા સંપાદન કરવા મુંબઈમાં રેહેવાની ઇચ્છા થયાથી પોતાની સરકારી નોકરીનું રાજીનામું આપી તેઓ મુંબઇ ગયા. જુદા જુદા ધંધામાં વીશેક મહિના મુંબઇમાં ગુજાર્યા. તે વખતમાં તેઓ અઠવાડીયાંના બે વર્ત્તમાનપત્રોના કેટલાએક મહિનાસુધી સહકારી લખનાર હતા. અમદાવાદની નૉરમલ ક્લાસમાં ઇંગ્રેજી ભાષાનો થોડો અભ્યાસ તેમણે કર્યો હતો તેમાં વધારો કરવા માટે મુંબઇમાં એક મીશન સ્કુલમાં તેઓ દાખલ થયા હતા, પણ જુદી જુદી હરકતોનેલીધે લાંબી મુદત અભ્યાસ કરી શક્યા નહિ.

મુંબઇ જેટલે છેટે રેહેવું તેમના પિતાને પસંદ નહિ હોવાથી, તથા તેમની વૃદ્ધાવસ્થા થયેલી તેથી તેમની પાસે રેહેવાની રા૦ હરિલાલની પણ ઈચ્છા હોવાથી, તેમને કપડવણજની 'સેકંડ ક્લાસ એંગ્લોવરનાક્યુલર સ્કૂલ.' ના હેડ માસ્તરની જગા મેળવવાની જરૂર પડી. સને ૧૮૬૫ ના આગસ્ટ મહિનામાં તેઓ કપડવણજ ગયા, ત્યાં આશરે સાડાચાર વર્ષ તેમણે નોકરી કરી, તેની દરમિયાન કાઠિયા-

વાડના એક તાલુકા તરફથી તેમની નોકરીની માગણી થઈ હતી, પણ રા. રા. હરિલાલે તેમના પિતાના સંતોષસારૂ તેમની ઇચ્છાનુંસાર એ નોકરી કબૂલ રાખી નહિ, પરંતુ ગરીબ કેળવણી ખાતામાં પડીરેહેવાથી યથાશક્તિ ઉદય થવાની આશા પણ થોડી, અને પૈસાની બાબતમાં તો ઠીક નહિજ, તેથી વકીલાતની પરીક્ષા આપવામાટે કાયદાનો અભ્યાસ કરવાસારૂ સને ૧૮૭૦ ની સાલમાં કપાતે પગારે તેમણે એક વર્ષની રજા લીધી, અને તે મુદતમાં કાયદાનો અભ્યાસ કરીને સને ૧૮૭૧ ના ફેબ્રુઆરી મહિનામાં વકીલાતની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થયા, તે પછી કેળવણી ખાતાની નોકરીનું તેમણે બીજીવાર રાજીનામું આપ્યું.

અમદાવાદ તથા ખેડા જીલ્લાની તમામ કોર્ટોમાં તે પછી વકીલાત કરવાની રજા મેળવીને કપડવણજમાં રહી વકીલાત કરવા લાગ્યા. સને ૧૮૭૨ ના આગસ્ટ મહિનામાં તેમના પિતા સ્વર્ગવાસી થયા. તેમની બાર મહિનાની ક્રિયા કરી રહ્યા પછી તેમને પ્રદેશ જવામાં બાધ ન રહ્યો. વકીલ રૂપે પણ તેમની શક્તિ તથા કળા દીપી નિકળ્યાં, અને તેમની પ્રખ્યાતિ સારી થવા માંડી. તેથી જુનાગઢ રાજ્યના દીવાન સુજ્ઞ ગોકુળજી ઝાલા તે રાજ્યમાં યોગ્ય ગૃહસ્થોને રાખવા બહુ ઉત્સુક હતા તેમણે રા૦ મનઃસુખરામ સૂર્યરામ દ્વારાએ રા૦ હરિલાલને એ રાજ્યમાં નોકર રાખવા ઇચ્છા દર્શાવી. એ સંધિમાં રા૦ હરિદાસ વિહારીદાસે ભાવનગરમાં સહુને સંતોષ આપી બહુ ખ્યાતિ મેળવી હતી. ભાવનગરના હાલના ઠાકોર સાહેબ ન્હાની વયના હોવાથી તે વખતમાં ભાવનગરમાં સીવીલ સરવીસવાળા મિ૦ ઈ૦ એચ૦ પરસીવલ તથા રા૦ રા૦ ગવરીશંકર ઉદયશંકર સહાધિકારી થઈ રાજ્ય ચલાવતા હતા. તેમની ઇચ્છા ભાવનગરના દીવાની ન્યાયાધીશની જગા કોઈ કાબેલ અને સારા પ્રદેશી ગૃહસ્થને આપવાની થઈ, તેથી રા૦ હરિદાસે રા૦ હરિલાલની ભલામણ કરી, તે માન્ય રેહેતાં રા૦ હરિલાલને તે જગા આપવામાં આવી. તે જગાએ તેઓ તારીખ ૧ અકટોબર સને ૧૮૭૩ ને રોજ દાખલ થયા પછી મહારાજા સર તખ્તસિંહજીને રાજ્યનો સ્વતંત્ર અખત્યાર સોંપાયા બાદ સને ૧૮૭૮ માં તેમને ડિપ્યુટી સર ન્યાયાધીશની જગા આપી, પછી સને ૧૮૮૪ માં તેમને આસિસ્ટંટ સર ન્યાયાધીશની ભારે જગા આપી. હાલ તેઓ તે જગા ઉપર છે. એક વખત દીવાન બહાદુર મણિભાઈ જસભાઇએ પણ તેમને કચ્છમાં નોકરી આપવાનો વિચાર કરચો હતો.

ન્યાયાધીશના મુખ્ય ગુણ—ન્યાય બુદ્ધિ, નિષ્પક્ષપાત, પ્રમાણિકતા,

અને સારાસારની પરીક્ષાદિ—તેમણે યથાશક્તિ દર્શાવી ભાવનગરના રાજ્યમાં રાજા પ્રજાનું ઉત્તરોત્તર ઉંચ મત મેળવ્યું છે, અને ઉંચ પદવીએ ચઢયા છે. દેશી રાજ્યોમાં ખટપટ તથા ખુશામતવિના ચાલે નહિ, એવું જેઓ કહેછે, તેમનો વિચાર ખરો નથી, તેનો રા૦ હરિલાલ એ એક દાખલો છે. સારાં દેશી રાજ્યોમાં સારા સ્વતંત્ર અને એકમાર્ગી મનુષ્યોની પરીક્ષા થઈ ઉભયને બહુ લાભ થાયછે.

જન્મભૂમિ ઉપર સર્વને પ્રેમ હોયછે, પરંતુ તેનું શુભ કરવાને શક્તિવંત થોડાજ ભાગ્યશાળી હોયછે. રા૦ હરિલાલમાં એ ઉભય વાત રહેલી છે. તેઓનો સ્વગ્રામપર પ્રેમ હોવાથી તેના લાભસારૂ તેઓ યુવાવસ્થાથીજ પ્રયત્ન કરતા આવ્યા છે, અને તેનાં શુભફળ ત્યાંની વસ્તીને મળ્યાંજ જાયછે. આશરે સત્તર વર્ષની ઉમ્મરે રા૦ હરિલાલ વિદ્યાભ્યાસ કરવા અમદાવાદ ગયા ત્યાંસુધીમાં, અને ત્યાર પછી કેળવણી ખાતામાં દાખલ થઈ તેઓ કપડવણજમાં રહ્યા ત્યારથી તે તેમનું ભાવનગર જવું થયું ત્યાંસુધીમાં, કપડવણજના લોકોના ભલામાટે તેમણે ઘણો પ્રયત્ન કરયો હતો.

રા૦ હરિલાલ એક સારા ગુજરાતી લખનાર છે, તેઓ ગુજરાતી કવિતા પણ સારી કરેછે; અને તેમનામાં એક એવી અસાધારણ શક્તિ છે કે, હોય તેવી સાચી વાત કેહે, પણ તેને એવું રૂપ આપે કે, તે હાસ્યજનક થઈ સાંભળનાર રસજ્ઞને વિનોદ ઉપજે. લોકોપયોગી થવા તેમને તિવ્ર ઇચ્છા હોવાથી તેવા કામમાં તેઓ સારો આશ્રય આપેછે, તથા બીજું પણ પોતાથી બની શક્યાપ્રમાણે કરેછે.

---



રા. રા. હરિસિંહ નેસાભાઈ.

## રા. રા. હરિસિંહજી જેસાભાઇ.

**જન્મ.**—સંવત્ ૧૯૧૩ ના પોસ વદ ૩ વા. સોમે.

**જન્મભૂમિ.**—ભાવનગર.

**જ્ઞાતિ.**—ગોહેલ રજપુત.

રા૦ હરિસિંહજીના પિતા મરહુમ જેસાભાઈ સર તખ્તસિંહજીના પિતા સર જસવંતસિંહજીની પાસે વજીર હતા. તેથી સર તખ્તસિંહજી અને રા. હરિસિંહજી છેક બાલ્યાવસ્થાથી મિત્રતાના સંબંધમાં આવેલા હતા તેને લીધે તથા આ બંને એકજ જ્ઞાતીના હોવાથી ખાવા વગેરેમાં ઠીક પડે તેનેલીધે સર તખ્તસિંહજીના સોબતી દાખલ રા. હરિસિંહજીને રાજ્યને ખર્ચે રાજકુમાર કોલેજમાં રાજકોટ ભણવા મોકલ્યા હતા. એ કોલેજ સ્થાપન થયાને પંદર વર્ષો થયાં તેટલી લાંબી મુદતમાં માત્ર રા. હરિસિંહજી સિવાય બીજો કોઈ પણ વિદ્યાર્થી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયો નથી. સર તખ્તસિંહજી સ્વતંત્ર થયા પછી રા. હરિસિંહજીને ખાનગી સેક્રેટરીની જગા આપી હતી. અને તેમનાપર ઘણી મમતા રાખતા હતા. પરંતુ પાછળથી રજવાડી ખટપટોના ભોગ થઈ પડવાથી તેમને નોકરીમાંથી રજા આપવામાં આવી હતી. તે સમયમાં ગોંડળ, મોરબી, લીંબડી અને પાલીતાણાના રાજાઓ તરફથી નોકરી આપવાની માગણીઓ થઇ હતી. પણ રા. હરિસિંહજીએ કોઇની પણ નોકરી કબુલ રાખી નહિ. પણ તેઓને લગભગ રૂ. ૧૦,૦૦૦ નો ગરાસ હોવાથી તેમણે નોકરી કરવાનો વિચાર માંડીવાળ્યો. કેટલોક વખત ગાળ્યા બાદ ભાવનગર દરબારની તેમનાપર કૃપા થવાથી તેઓને મહુવા મહાલના પેહેલા વર્ગના વહીવટદારની જગા રૂ. ૨૫૦ ના દરમાયાની આપી છે. હાલ તે જગાએ છે. થોડા વખત પછી રા. હરિસિંહજી કોઇ મોટો હોદ્દો ભોગવવાને ભાગ્યશાળી બનશે તેમ કેટલાક કારણથી આશા બાંધી શકાયછે.

રા. હરિસિંહજીએ હિંદમાં લાંબા પંથના પ્રવાસો કર્યાછે. તેમાં કેટલીક વખતસર તખ્તસિંહજીની સાથે પણ તેઓ પ્રવાસમાં હતા. એ પ્રવાસથી તેમને ઘણું જોવાનો અને જાણવાનો પ્રસંગ મળ્યો હતો.

રા. હરિસિંહજી સ્વભાવે મળતાવડા તથા દયાળુ સ્વભાવના છે. તેઓ જેમના સંબંધમાં આવ્યાછે, તેમની પ્રીતિ મેળવવામાં અને પીછાન કરવામાં ઘણી સેહેલાઈથી ફતેહ પામ્યાછે. આજે તેમના ઉંચા જ્ઞાન અને વિવેકને-માટે ઘણા રાજપતિઓનું અને જાણીતા ગૃહસ્થોનું ઉંચું મતછે.

---



રા・રા・ છગનલાલ હરિલાલ・પંડ્યા.

## રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ.

**જન્મભૂમિ.**—નડિયાદ.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૧૫ ના આશ્વિનમાં અથવા ઈ. સ. ૧૮૫૯ ના અકટોબર માસમાં.

**વર્તમાન વય.**—વર્ષ ૨૯ પૂર્ણ થઈ ૩૦ મું વર્ષ ચાલુ.

**બાલ્યકાલની કેળવણી.**—નડિયાદ હાઇસ્કુલમાં.

**મેટ્રિક્યુલેશન** તેજ શાળામાંથી પસાર કરી.—ઈ. સ. ૧૮૭૬ માં.

પછી એલ્ફીન્સ્ટન કાલેજમાં અભ્યાસ કરી એફ. ઈ. એ. ની પરીક્ષા પસાર કરી ઈ. સ. ૧૮૭૮ માં અને પ્રો. વર્ડ્સવર્થ આદિ ગુરુઓના શિક્ષણથી બી. એ. પસાર કરી ડીગ્રી લીધી ઇ. સ. ૧૮૮૦ માં.

આ પરીક્ષામાં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર (પોલિટિકલ ઇકાનોમી)ના વિષયોમાં સર્વે ઉમેદવાર કરતાં ઉચ્ચ સ્થાને આવવાથી "જેમ્સ ટેલર પ્રાઇઝ" તથા અર્થશાસ્ત્રના વિષયમાં પણ વિશેષ ચાતુર્ય દર્શાવવાથી ઇંગ્લાંડની પ્રખ્યાત "કોબ્ડન કલબ" તરફથી અપાતો કોબ્ડન કલબ મેડલ (ચાંદ) એ બન્ને તેમને તુરત મુંબઇની યુનિવર્સિટી તરફથી આપવામાં આવ્યાં હતાં. ત્યાર પછી તેમને તુરત એલ્ફીન્સ્ટન કોલેજમાં "ઓનરરી દક્ષિણા ફેલો" નીમવામાં આવ્યા હતા. થોડા માસ તે કામ કર્યાં પછી કેળવણી ખાતામાં રાજકોટ, ભાવનગર તથા અમદાવાદની હાઇસ્કુલોમાં આસિસ્ટંટ માસ્તરનું કામ કર્યું હતું. તે પછી ઇ. સ. ૧૮૮૫ માં મુંબઈની સરકારી ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેકટરની જગો મળવાથી ત્યાં બે વર્ષ રહી સંતોષકારક સેવા બજાવી સર્વની પ્રીતિ સંપાદન કરી હતી. પછી સંસ્થાન જુનાગઢના ખુ. નવાબસાહેબ તરફથી "સર્વિસિસ" ની માગણી થતાં મુંબઇથી ઇ. સ. ૧૮૮૭ ના જુલાઈ માસમાં જુનાગઢ ખાતે આવવું થયું. ત્યાં હાલ નામદાર દિવાન સાહેબ રા. રા. હરિદાસ વિહારીદાસની પાસે તેમની ઇંગ્રેજી આફીસના, તથા ત્યાંના સરકારી છાપખાનાના, સુપરિન્ટેન્ડંટનું, અને ખુ. નવાબ સાહેબના ભાઇ સાહેબજાદા શ્રી એદલખાનજીના ટ્યુટરનું તેઓ કામ કરેછે.

ગુજરાતી સાહિત્યમાં પ્રખ્યાત થયેલા "કાદમ્બરી" નામે અતિરસિક ગ્રંથનું સંસ્કૃતમાંથી ભાષાંતર ઇ. સ. ૧૮૮૪ માં એમણે પ્રગટ કર્યું. તે પુસ્તક તેની કઠિનતા છતાં રચનાચાતુર્યનેલીધે એટલું તો લો-

કપ્રિય થઈ પડયું છે કે પ્રથમ પ્રસિદ્ધ થયા પછી સ્વલ્પ કાલમાંજ તેની દ્વિતીય આવૃત્તિ માટે માગણી થઇ, અને તે આવૃત્તિ પણ હવે ખપી જવા આવી છે. ગુજરાતી ભાષાના ગ્રંથોમાં આ એક નિઃસંશય અમુલ્ય ઉમેરો છે.

હાલમાં, શ્રી કચ્છ-ભુજના મહારાવ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર જેઓ મહારાજાધિરાજ શ્રી ૭ તરફથી વિદ્યાને બહુજ ઉત્તેજન મલ્યાં જાયછે તેઓએ "કાદમ્બરી" ગ્રંથથી અતિ પ્રસન્ન થઇ, કર્નલ ટાડે રચેલા "રાજ્યસ્થાન" નામના અતિ ઉપયોગી ઇતિહાસ ગ્રંથનું ભાષાન્તર કરવાનું કામ તેમને સોંપેલું છે. તેનું ભાષાંતરનું કૃત્ય ચાલેછે. અને આશા છે કે, થોડા સમયમાં નામદાર મહારાજા સાહેબ તરફથી તે પ્રસિદ્ધ કરવામાં આવશે. આ અતિ ઉત્તમ ગ્રંથનાં ભાષાન્તર બંગાળી ભાષામાં થયેલાં છે એમ જાણવામાં આવતાં મિ. છગનલાલે એ બંગાળી ભાષાનો પણ અભ્યાસ થોડો ઘણો કરી તેનો લાભ પોતાના ભાષાન્તરને બનતી રીતે અધિક ઉપયોગી કરવામાં આપ્યો છે, તેથી તે ગ્રંથ પણ કાદમ્બરી જેવોજ લોકપ્રિય તથા ઉપયોગી થશે એમ માનવાને સબળ કારણ મળી આવે છે. આ મોટા ગ્રંથો વિના બીજા નાટકાદિ ગ્રંથોનાં ભાષાન્તર પણ તેમણે કરવા માંડેલાં છે તેથી ગુજરાતી ભાષાની ઉન્નતિ વિશેષ થશે એમ સકારણ પૂર્ણ આશા છે.

---



શેઠ મોતીલાલ નાનાભાઈ.

## શેઠ મોતીલાલ નાહાનાભાઈ પારેખ.

**જન્મભૂમિ.**—ભાવનગર પણ રહેવાસી પેટલાદ.

**જન્મદિવસ.**—સવત્ ૧૯૦૮.

**જ્ઞાતિ.**—મોઢવાણિયા.

શેઠ મોતીલાલ ગુજરાતમધ્યે આવેલા પેટલાદના રહીશ છે ધંધાને-લીધે તેમનું કુટુંબ કેટલાંક વર્ષથી ભાવનગર આવીને રહ્યું છે. તો-પણ કામ પ્રસંગે પોતાના વતનમાં જાવ આવ કરેછે.

પોતાની સ્વભાષાની કેળવણી સંપાદન કીધા બાદ, બાલવેષમાં તેમના કાકા જમનાદાસ સ્વર્ગવાસી થવાથી વ્યાપાર વિગેરે કામ ચલા-વવાના વ્યવહારમાં તેમને જોડાવું પડ્યું. તેમના કાકા જમનાદાસ એક બાહોશ પુરૂષ હતા, તેઓએ ભાવનગરના રાજ્યમાં ઉંચ પદવીની નોકરી મેળવી હતી, પણ વ્યાપાર સંબંધી વ્યવહારમાં તેમનું વિશેષ લક્ષ હો-વાથી તેઓએ ત્યાંના મી. દીવાન રા. રા. સંતોષરામ સેવકરામની સં-મતિથી વ્યાપારની દુકાન ચલાવવા નિશ્ચય કરી, ભાવનગર અને મું-બઇ ખાતે દુકાન સ્થાપી હતી. સંવત્ ૧૯૩૧ માં જ્યારે દેશાઇ શ્રી ૭ સંતોષરામની વૃદ્ધાવસ્થાને લીધે ને દુકાનના વિભાગ પડ્યા ને દેશાઇ શ્રી ૭ સંતોષરામ વિરક્ત થયા, ત્યારે તેઓએ દુકાન સંબંધી પ્રશંસનીય કારો-બાર ચલાવ્યો; અને ભાવનગર ખાતેની એજન્સીનું ખાસ કામ મિ. 'વાલ્કટ બ્રધર્સ' ની પેઢી તરફથી તેઓએ લીધું.

સંવત્ ૧૯૪૩ ની સાલમાં તેઓનો સ્વર્ગવાસ થવાથી પોતાના ભાઈના જ્યેષ્ઠ પુત્ર મોતીલાલને તેઓએ વારસ કર્યા હતા, તેથી તે-ઓએ તે દુકાનનો તથા મિ. 'વાલ્કટ બ્રધર્સ' ની પેહેડીના એજન્ટ તરીકેનો પ્રશંસનીય કારોબાર ચલાવવા માંડ્યો. તેઓએ પ્રજાપ્રીતિ એટલી બધી સંપાદન કરી છે કે, તેઓ પ્રજા તરફથી પ્રજા પ્રતિનિ-ધીના વાઇસ પ્રેસિડેન્ટ અને મ્યુનિસિપાલ કોરપોરેશનના મેમ્બર તરીકેનો હોદ્દો ભોગવવાને શક્તિવાન થયાછે. શેઠ મોતીલાલ સ્વભાવે શાન્ત અને પરોપકારી છે. તેઓ જેના સંબંધમાં આવ્યા છે, તેઓને ઘણા ભાવતા થઈ પડ્યા છે.

---



રા.રા. પ્રભાશંકર વેણીશંકર.

## રા. રા. પ્રભાશંકર વેણીશંકર.

**જન્મભૂમિ.**—ભાવનગર.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૧૯.

**જ્ઞાતિ.**—વડનગરા નાગર.

રા. પ્રભાશંકરના પિતા મરહુમ રા. રા. વેણીશંકર લક્ષ્મીશંકરે વ્યાપાર વિગેરેમાં વધારો કરી સંવત્ ૧૯૧૯ ની સાલમાં મુંબઈની "મેહેતા નારણજી હરિપ્રસાદ" ની પેહેડી સાથે સંબંધ જોડ્યો હતો. સંવત્ ૧૯૨૧ ના મહોટા દુકાળના સમયે તેઓએ પ્રદેશો ખાતેથી અનાજ વિગેરે મંગાવી ગરિબ અને કંગાળ કુટુંબોને આશ્રય આપ્યો હતો. ભાવનગરના મરહુમ મહારાજા સર જશ્વંતસિંહજીને શેઠ મુશાજી ખાનભાઇનો નાકુબાગવાળો બંગલો પસંદ પડવાથી પોતે વચ્ચે રહી અપાવ્યો હતો, અને ભાવનગરના દરબાર તરફથી રૂત વિગેરે કાર્યો પ્રસંગે તેઓને પંચ ઠરાવવામાં આવતા હતા. કર્નલ નટ સાહેબે તેઓને માટે સારી પ્રશંસા કરેલી છે, તેઓએ ભાવનગરમાં પ્રેસ ફેકટરી તથા "વેણીશંકર લક્ષ્મીશંકર કોટન મીલ્સ કુ. લીમીટેડ" સ્થાપી, અને પિસ્તાળીસ વર્ષની ઉમ્મરે સંવત્ ૧૯૪૪ ની સાલમાં તેઓનો સ્વર્ગવાસ થયો. તેમનાં મર્ણની નોંધ કાઠિયાવાડ તથા મુંબઈનાં પત્રો સિવાય વિલાયતનાં "ઇન્ડિયન મેગેઝાઈન" માં પણ લેવાઈ હતી.

તેમના વડા પુત્ર રા. પ્રભાશંકર પોતાની બાલ્યાવસ્થાએ જ્ઞાન સંપાદનાર્થે મુંબઈ ગયા હતા, તે પછી તેમના પ્રતિષ્ઠિત પિતાના એક મદદગાર તરિકે રહેવા તેમણે વ્યાપાર સંબંધીના કામકાજમાં ચિત્ત લગાડયું. મુંબઈની શેઠ નારણદાસ રાજારામની કુંપની સાથે તથા તેના મુખ્ય ભાગીદાર વિજભુખણદાસ સાથે મરહુમ રા. રા. વેણીશંકરનો ઘાડો સંબંધ હોવાથી તેઓએ તેમની પાસે રહી વ્યાપારની નીતિ રીતિનું તથા પબ્લિક કંપનીઓનો વહિવટ ચલાવવા વિષેનું જ્ઞાન મેળવ્યા બાદ તેમના પિતાશ્રીએ સ્થાપિત કરેલી પ્રેસ ફેકટરી તથા મીલ કુંપનીનો વહિવટ મુંબઈમાંજ રહી રીતિસર 'વેણીશંકર લક્ષ્મીશંકરની કુંપની' ના નામથી એક ઓફીસ ખુલ્લી કરી તેમાં અગ્રણિ રહી ચલાવવા માંડ્યો હતો. આ વખતથીજ વ્યાપારનાં કામકાજોમાં તેમજ તેઓની બન્ને પબ્લિક કુંપનીઓનો વહિવટ મુંબઈમાં રહી ચલાવવામાં તેમણે પોતાની માહેતી સારી રીતિયે બતાવી આપી છે. વળી તેમના

પ્રતિષ્ઠિત પિતાના સ્વર્ગવાસ પછી સઘળા બોહોળા વહિવટનો બોજો તેમના ઉપર એ અસહ્ય દુઃખ ભેગોજ આવી પડવા છતાં પણ અતિશય ધૈર્ય અને ડહાપણથી તેઓ સર્વનીભાવ કરેછે. તેઓ તેમના પિતાશ્રીપ્રમાણેજ દયાળુ, શાન્ત સ્વભાવના અને પરોપકારી છે. સંવત્ ૧૯૪૪ માં જ્યારે ભાવનગરમાં પાણીની અતીશય તંગી, અને મનુષ્ય તથા ઢોરો તે વિના ઘણાં દુઃખી હતાં, ત્યારે ગોઘાના રસ્તામાં કંસારા ઉપર એક વાવ કરાવી લોકોનો મ્હોટો આશિર્વાદ લીધો છે, તથા પશુપ્રાણીઓને જળાશયનું મહદ્ સુખ આપ્યું છે. તેમની ન્હાની વય છતાં તેમનામાં જે શુભગુણના અંકુર છે, તે ભવિષ્યમાં તેમને સત્કીર્તિ ભાજન કરશે.

---



રા.રા. મગનલાલ જયચંદ વકીલ.

## રા. રા. મગનલાલ જયચંદ વકીલ.

**જન્મભૂમિ.**—મહુધા.

**જન્મદિવસ.**—સંવત્ ૧૯૦૫ ના માગસર.

**જ્ઞાતિ.**—નિમા વાણીઆ.

તેઓ મહુધા જીલ્લે ખેડાના રહેનાર છે. ને તે ગામના એક જાણીતા નાણાવટી પરી. મોતીચંદ માણેકચંદના કુળમાં જન્મેલા છે. તેમણે ગુજરાતી તેમજ થોડોક અંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યા પછી, પોતાની ૨૧ વર્ષની ઉમરે સને ૧૮૭૦ ની સાલમાં ડીસ્ટ્રીકટ પ્લીડરની પરિક્ષા પસાર કરી હતી, આજસુધી કપડવંજ જીલ્લે ખેડામાં વકીલાતનું કામ કરેછે. કપડવંજમાં સને ૧૮૭૭ ના વર્ષમાં વર્ષાદ કમી હોવાને લીધે, ગરીબ લોકોને અનાજ મળવા માટેની તજવીજમાં આ ગૃહસ્થે સારો ભાગ લીધો હતો, અને તેથી નામદાર સરકારે તે વખતના જીલ્લાના કલેકટર જી. એફ. સેંફર્ડ સાહેબ મારફત તેમનો ઉપકાર માન્યો હતો, એટલુંજ નહિ પરંતુ તે વખતે કપડવંજના મ્યુનિસિપલ ખાતાના કાર્પોરેશનના સરકાર તરફના મેમ્બર તરીકે નિમ્યા હતા. જેમાં તેમણે સારી લાયકાત જણાવી હતી, તેથી તેમની કદર પીછાની તેમને હથીઆર આકટમાંથી બાતલ કીધા છે. ઇ. સ. ૧૮૮૫–૮૬ માં સ્થાનીક સ્વરાજ્યનો પ્રથમ પાયો આ ઈલાકામાટે રચાયો, તે વખતે આ ઈલાકામાં મ્યુનિસિપાલેટીનો એ હક્ક પ્રથમ આપ્યો, ત્યારે તે મ્યુનિસિપાલેટીના પ્રેસિડેન્ટ તરીકે તેઓને નિમ્યા. સ. ૧૮૮૭ માં નામદાર શહેનશાહી માહારાણી શ્રી વિકટોરિયાના જ્યુબીલી પ્રસંગપર આ કસ્બાની વસ્તીએ એક જાહેર મેળાવડાથી માનપત્ર આપ્યું, અને વલી તેમના નામ સ્મરણાર્થે એક "મેમોરીઅલ ફંડ" સ્થાપન કર્યું. અને ફંડમાં ભરાએલ રકમમાંથી બે મોટી છબીઓ બનાવી કપડવંજ મ્યુનિસિપલ ઓફીસમાં, તથા લાઇબ્રેરીમાં મૂકી છે. ઇ. સ. ૧૮૮૬–૮૯ સુધી માં તેમણે મ્યુનિસિપાલેટીના પ્રેસીડેન્ટ તરીકે ત્રણ વર્ષ સુધી કામ કર્યું, જેમાં પ્રજા સંતોષ પામી, સરકાર ખૂશી થઈ છે. ઈ. સ. ૧૮૮૭ માં જીલ્લાના બાહોશ કલેકટર જે. એ. બેન્સ સાહેબે અંગ્રેજીમાં પોતાનો સારો અભિપ્રાય આપ્યો હતો કે "સામટી રીતે જોતાં આ મ્યુનિસિપાલેટીનું કામ સફાઈ ભરેલી રીતે ચાલે છે અને પ્રેસિડેન્ટ લોકપ્રિય છે." બીજા વર્ષમાં સી. ઈ. ફ્રોસ્ટ સાહેબે અંગ્રેજીમાં પોતાના અભિપ્રાય આપતાં તા. ૬ આગષ્ટ સને ૧૮૮૮ માં જણાવ્યું છે કે "આ મ્યુનિસિપાલેટીનો

પ્રેસિડેન્ટ એક નોન ઓફિશિઅલ ગૃહસ્થ છે, અને આ મ્યુનિસિપાલેટીનો કારભાર સારી રીતે ચાલેછે." ત્રીજા વર્ષની કાર્કિદી સને ૧૮૮૯ માં પુરી થઈ પરંતુ વાર્ષિક રિપોર્ટ બાહાર પડેલો નથી કે, અભિપ્રાય શું થયો છે. તે જણાય તોપણ બે વર્ષની કાર્કિદી વખાણવા અને સંતોષલાયક છે, અને પ્રેસિડેન્ટ તરીકેનું કામ દેશીઓ કરી શકતા નથી, યાને લાયક થયા નથી, આમ બોલનાર સામે આ એક અચ્છો દાખલો છે. કેટલાએક કારણને લેઇને તેમણે આ જગોનું રાજીનામું આપેલું છે, તોપણ મ્યુનિસિપાલેટીની બાબતમાં ઉત્તર પ્રાંતના કમીશનર સાહેબે ગયા ફેબ્રુઆરીના હુકમથી સાફ જણાવ્યું હતું કે, કપડવંજ મ્યુનિસિપાલેટી કોઈ પણ રીતે ઠપકાને પાત્ર નથી. રા. મગનલાલે રાજીનામું આપ્યું તોપણ પ્રજાએ પોતાના મેમ્બર તરીકે તેમને ચુંટી કાહાડ્યા છે, હાલ તેઓ વાઇસ પ્રેસીડેન્ટ તરીકેનું પદ ધધરાવેછે. અને તેથી પ્રજા અને સરકાર બંનેને ખુશી થઈ છે.

પોતાના વકીલના ધંધામાં સારૂમાન ધરાવેછે, અને તેમને માટે ખેડા જીલ્લાની વસ્તીના મોટા ભાગના મનમાં સારો મત બેઠચો છે. રા. મગનલાલ સ્વભાવે શાન્ત છે. કોઈ પણ તકરારી બાબતનો નીવેડો લાવી કોઇને પણ સંતોષ આપવામાં વધારે ખંતી રેહેછે. પોતાના ધંધામાં ખોટી થઈ કોઇનું પણ ભલું કરવામાં તેઓ ઉત્સાહી માલમ પડેછે.

---

# શુદ્ધિ પત્ર.

| અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- |
| **સાંકળિયામાં**–શેઠ ઠાકરસી મુલજી મુલજી. | શેઠ ઠાકરસી મુલજી |
| **વૃત્તાંત**–રા. રા. વિઠ્ઠલદાસ શામળદાસ | રા. રા. વિઠ્ઠલભાઇ સામલદાસ. |
| રા. રા. અંબાલાલ શાકરલાલ, ગ્નાતી–વીસનગરા નાગર. | બ્રહ્મ ક્ષત્રિય. |
| શેઠ લક્ષ્મીદાસ ખીમજી, જન્મ–સંવત ૧૯૮૬. | સંવત ૧૮૮૬. |
| રા. બા. ગોપાળજી સુરભાઇ દેસાઇ, ગ્નાતી–ભાઠેલા બ્રાહ્મણ. | અનાવલા બ્રાહ્મણ. |
| **છબીપર**–મોહલાલ રણછોડદાસ. | રા. સા. મોહનલાલ રણછોડદાસ. |
| ,, રા. રા. મનસુખલાલ મુગઠલાલ | રા. રા. મનસુખલાલ મુગટલાલ. |
| ,, વૈદ્યરાજ જંદુભાઇ વિઠ્ઠલજી. | વૈદ્યરાજ કુરણાશંકર વિઠ્ઠલજી ભટ. |
| ,, વૈદ્યરાજ વિજય શંકર અચલજી. | વૈદ્યરાજ વિજય શંકર અચલજી ઉરફે બાવાભાઈ. |

